# "રેઝાનની ક્રિયા"

યજદાં પરસ્તી દીનને આધીન રહેનારા સાહેબોને મજદયશની ધરમનું ફરમાન જાણવાને માટે.

બનાવનાર.

એરવદ જમશેદજી ફરામજી બચાભાઈ રબાડી.

તે નામદાર સર જમશેદજી જીજીભાઇ બ.રોનેટ સાહેબની રૂસ્તમપુરાની નીંશાળના ઝંદ શી ક્ષક તથા દીનબેહ માજદીયશનીનો કરતા

વસસચ તુ અહુરમજદ ઉસતાસામ્ક્ષ ક્ષથ્રેઆ હાનાંમ દા મનાંમ વસો આપો વસો ઉવરાઓ વશેવોસપ વે હુ ગ યર્ગોથ્રર ક્ષયનેમ અપવનેમ દાયત અક્ષયામનેમ દરવનતેગ વસોક્ષથ્રો ગો યાત અસવ અવસોક્ષથ્રો પાયાત દરવાઓ ગતો હંગાશતે નીઅ્ગરેતો હમ સપેનતહે મઇનગ ઉરા દામ બયો વરતો અવ રથ્રા ક્ષયરો

ઓ અહુરમજદ તારી ખાહેશ મુંજબ તારી પેદાયશોની ઉપર ખુબીથી તું રાજ ભોગવ પાણીઓ ઉપર તારી ખાહેશ મુજબ ઝાડ પાનો ઉપર તારી ખાહેશ મુંજબ પવીતર મુલવાળાં તમામ નેયામતો ઉપર તારી ખાહેશ મુજબ તું રાજ કર આશોને બલવંત અને હકુંમત કરનારા કર અને પાર્પાઓને કુરબલ અ ને વીના હકુમતના કર.

---

સુરત અખબાર છાપખાનામાં
નરોતમદાસ ગોવીંદરામે છાપ્યું છે
સને ૧૮૮૮

# "રોઝ્ગારની ક્રિયા."

યજદાં પરસ્તી દીનને આધીન રહેનારા સાહેબોને
મજદયશની ધરમનું ફરમાન જાણવાને માટે.

બનાવનાર.

એરવદ જમશેદજી ફરામજી બચાભાઈ રબાડી

તે નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ
સાહેબની રૂસ્તમપુરાની નીશાળના ઝંદ શી
ક્ષક તથા દીનબેહ માજદીયશનીનો કરતાં

યસાસચતુ અહુરમજદ ઉસતાસચ ક્ષઅ્મેશ હાનાંમ દા
મનાંમ વસો આપો વસો ઉવરાઓ વસે.વોસપ વોહુ અપચીથર
ક્ષયનેમ અષવનેમ દાયત અક્ષઆમનેમ દરવનતેગ વસે ક્ષથ રો
બયાત અસવ આવસોક્ષયો બયાત દરવાઓ. ગતો હગાશતે
નીઅ્ગારેતો હચ્ય સપેંનતહે મઇનયેઉશ દામ બયો વરતો અવ
શો ક્ષથરો

ઓ આહુરમજદ તારી ખાહેશ મુંજબ તારી પેદાયશોની
ઉપર શુખેથી તું રાજ ભોગવ પાણીઓ ઉપર તારી ખાહેશ મુંજબ
ઝાડ પાનો ઉપર તારી ખાહેશ મુંજબ પવીતર મુલવાલી તમામ
નેયામતો ઉપર તારી ખાહેશ મુજબ તું રાજ કર અશોને
બલવંત અને હકુમત કરનારા કર અને પાપીઓને દુરબલ અ
ને વીના હકુમતના કર.

સુરત અખબાર છાપખાનામાં
નરોતમદાસ ગોવીંદરામે છાપયું છે

સને ૧૮૮૮

# દીબાચો.

પાક પવીત્ર હુરવેશપ આગાહીનો ખાવંદ જે પરવરદેગાર કે જેણે મીનો અને ગેથીની પેદાયશની ઉતપંનતી કરી તેમજ આસમાન સુરીય, ચંદ્ર, સેતારા જમીન પાણી ઓરૂમર ઇતીઆદી રોશનીઓ બખશીછે. એવો, જે ખાલેક મખલુકનો પાદશાહ કે જેની તારીફ કોઇથી નહીં થઇ શકે એવો તે સરદારોનો સરદાર કે શુકર તથા સેતાયશને લાએકનો હેવાનોને તથા ઇનશાનોને જીવ બખશી જમીન ઉપર આગાહી કીધી તેના ઉપર તથા તેના મોકલેલા પેગમબર જરતોશતના રૂહ ઉપર બે શુમાર શુકર કરૂંછું.

આ લખાણ બહાર પાડવાની એજ મખશદ છેકે આપણા જરતોસતીઓમાં એકેકની દેખા દેખીથી હરકોઇ જરતોસતી ગુજરવાથી આખુ વરસ બલકે પોતાની જીંદેગાની સુધી કેટલીએક રીતની અનીતી ભરેલી કરીઆઓનો રેવાજ પડીઓ છે. અને હાલમાં એટલો તો વધારો થાયો છે કે બેશક બીજી દીનવાલાઓ આપણા પાક ધરમની હશી કરેછે તે કંઇજ નહીં. પણ આપણા લોકો નીતીને, મારગ છોડીને અનીતી ભરેલા રેવાજને વલગી રહેવાથી ગોયા આપણે આપણા હાથે આપણા ધરમની હશી કરાવીએ છીએ.

આ નાના પુસતક મધે જરતોસતી દીનનું માણસ ગુજરેતો તેહેની કીરીઆ જે હાલે આપણે કરીએ છીએ તે અવસતામાંથી

ગલેચઢેનહીં. અને હાલમાં જે ખરચ કરીએ છીએ, તેમાં અને ર વાએતોનાં લખાણ પ્રમાણે હાલના ખરચમાં ફેર પડે છે કે નહીં અ ને રેવાએતોના લખાણ મુજબ ગુજરનાર પાછલ શું ખરચ કરવો તે ટુંકામાં જણાવયું છે.

આપણા લોકો ગુજરવા પછીની કીરીઆઓ વીશે એવું અ નુમાન કરે છે કે તે કીરીઆ આપણા પેગંમબર સાહેબના લાવેલા અવસતા પ્રમાણે કરીએ છીએ પણ બશત કુશતીઆન જરતોશતી એએ જાણવું કે ગુજરનાર માણસની કીરીઆ ચાર દીવસ સીવાય દસમું, માસીસો, કે વરસી વીશે અવસતામાં કશે જનાતું નથી. પણ પાછલા વખતના બનાવેલા પાજંદ ભાષામાં જે આફરગાનનો દી બાચો છે. તેમાં એક ફકરો જોવામાં આવે છે. તે ઉપરથી આપણા લોકો ઉપલી કીરીઆ વીશે લઇ દોરીયા છે. પણ તે ફકરા ઉપરથી પ ણ માલમ પડતું નથી કે દશમુ, માસીસો, કે વરસી વીગેરેની કી રીઆઓ રવાંનને નામે જેમ હાલે આપણે કરીએ છીએ તેમ કરવા ને જણાવયું નથી. પણ એતો ફરોહરની કીરીઆ વીશે ઇશારો છે. પણ રેવાએતોના લખાણમાં ઉપલી કીરીઆઓ કરવાને ઇસારો જ ણાવેલો છે. તેમાં પણ આજે કેટલો ફેર છે. તે આ પુસતકના પાછ લા ભાગ ઉપર જોવામાં આવશે.

ધરમ અને રશમ એ બેહુ વચે તફાવત છે. કોઇ વખતે રશમ ના આશ્રથી ગુચવણમાં રહેવું પડે છે કોઈ વખતે એવી રશમોથી જુ દીનોને હાથ આપણા ધરમની હશી થાય છે. આજ ચારસો વરસ

ઉપર હીંદુસતાનના દાનાવે તથા ઈરાનના દસતુરોવચે પરપુરૂષ કર વામાં આવી હતી. તે દરેક લખાણોનો એકંદર સંગરહ કરી, તેને રે વાએતોના નાગ આપી કેટલાએક પુસતક કરીઆ અને તે દરેક પુ સતકને જુદે જુદે નામે આજે ઓલખવામાં આવે છે. તેના અંદર કેટલાએક બાબદો આપણા ધરમને અનુસરતી છે. અને કેટલીએક બાબદો અનુસરતી નથી. જરતોસતીઓને લાજેમ છેક એકદમ રેવા એતોના લખાણને તુરછકારવું નહીં. પણ તેમાં જે બાબદો આપ ણા ધરમને અનુસરતી હોય તે ઊપર અમલ કરી બાકી બાબદો ઉ પર મુસતકીમ નહીં રહેવું.

જો રવાએતોમાં જણાવયા પરમાણે ખરચ કરેતો બધી અવસર મલી ઘણામાં ઘણા એકસોથી વધારે રૂપીઆ થાય એમ ન થી પણ એક સેં ના અંદર ઘણી સારી રીતે થઈ શકે એમ છે. પણ ને લખાણ પરમાણે નકરતાં પઈસાવાલાઓની મુજે ગરીબો પોતા ની ગુંજાશ નહીં છતાં કરજે નાણાં કહાડી ખરચ કરેછે. પછી તે કરજે કાઢેલા નાણાં તેઓથી ભરી શકાતાં નથી તયારે જી વતાઓની તેમજ મુઆઓની દુનીઆમાં રૂશવા થાય છે.

"અવાક્ષ પરેમાન જરતોસતી ધરમના આસમાની કલા મ મુજબ કરજ કરી દરેક રીતનો ખરચ કરવો એ ગોયા જીવતું દોજખ છે.

તેમજ કરજે કહાડી તે બીચારા અશો રૂહ ઉપર બોજો મુકવો કે મારા સગાના મરણથી મને આટલો ખરચ થયો અને

આટલું કરજ થાયું. અરે જરતોશતીઓ તમોને તેગ કરજે કરી ખરચ કરવાને ઠાણે ફરમાવયું તેતો ગુનાહનું કામ છે. અને તે કરજે કાઢેલા નાણામાંથી ખરચ કરવો તે ગુજરનારને પહોંચતો નથી માટે આપણી ગુંજાશ પરમાણેજ આપણી પાસે હોય તેનોજ ખરચ કરવો કે જેથીતે ગુજરનાર રવાનનું ફરોહર પણ તે દુનીઆમાં શરગરૂ રહે.

સઘળે અદના તથા આલા જરતોસતીઓને હમારે જણાવવું જોઇએ કે આ નાના પુસતકમાં જે બાબદો આવેલી છે તે આગલ કેટલાએક કાએલ ગ્રંથ કરતાઓને હાથે જુદે જુદે ઠેકાણે લખાયલી છે. પણ એકંદર રીતે તેનો સાગટો હેવાલ જરતોસતીઓને જાણ માટે બાહાર પડીઓ નથી; તેથી કેટલાએક દીનદારોએ એવા પુસતકની અગતય જણાવયાથી એ કામ મેં મારે સીર લઇને કાઇપણ શખશની સવારત ન રાખતાં જે વાજબી ફરમાન જણાયું તે કરી મેં કારશાજનાં મદદથી આ પુસતક જરતોસતીઓની હજુર મોટી ખુશીથી રજુ કરયું છે.

આ પુસતકના પાછલા ભાગમાં શફે ૪૩થી તે શફે ૫૬ સુધી હાલમાં ચાલુ આવેલી રસમ વીશે કેટલોએક ખુલાસો કરયો છે. તે વાંચનારા દાનેશ ગંદોએ ધયાનમાં લઇ જે કાંઇ ભુલચુક નજર આવે તે મેહેરબાનીની રાહે સેવકને દર ગુજર કરશો.

આ પુસતક રચવામાં કેટલાએક પુસતકોની એક અભયાસી તરીકે મદદ લીધી છે. તેથી આ જોગવાઇએ તે પુસતકો બનાવનારનો હમે આભાર માનીએ છીએ

જ. ફ. રબાડી.

મારા મેહેરબાન વાહાલા કાકાજી

શેઠ દોરાબજી ભીખાજી રબાડી જોગ,

તમારા અખંડ પ્યાર અને મારે કાલજી વગેરેના, તેમજ આ તમાર સુધીમાં તમો તરફથી મને મલેલી કીમતી બખશેશોમાં, તેમ જ તમો દીનદાર 'યજદાપ્રસ્તી' દીન ઉપર ચુસ્ત રહીને જરતોસ્તી ધરમને ફેલાવો થવાની ઇનતેજારી રાખોછો તેની યાદગારી દાખલ "શેવાનની કીઆ" નામનુ આ નાહનુ પુસ્તક મારે શનતોશથી તમો મુરબીને અરપણ કરવાની રજા લઉ છું તે મેહેરબાની કરી સ્વીકારશો.

મુરબીજી સાહેબ, હું છું

તમારો નમનતાઇ ભરેલો સેવક, એરવદ

જમસેદજી ફરામજી બચાભાઇ રબાડી,

## એક દનથી તે સાત વરસ શુધીનું બાલક ગુજરે તેની કીયા.

---

શાચા એતેકાદના જરથોસ્તીઓએ જાણવું જોઈએ કે સદદર કેતાબના ૫૧ માં બાબમાં તેમજ કાંમદીન શાહપુર તથા કામાવો શની રેવાએતોમાં તથા વંદીદાદની આડમી પરગરદની શરેહમાં હરેક છોકરૂં એક દીનથી તે સાત વરસની વએ સુધીનું ગુજરે તો તે બચાંને દીનની શરહુત મુજબ અવલ મંજલ પહોંચાડવું. તે વીશે વીગતવારે આગલખુલાશો કરીઓ છે. તયાર પછી તે બચાંની નશ અને ત્રીજે દહાડે શરોસની ક્ષશનુગને, એક યજશને કરાવવાને રેવાએતોમાં ફરમાવેલું છે. અને તે સાથે ત્રણ દીવસ એવેશરૂથરેમ ગેહેમાં સરોસનું "આફરગાન" તથા સરોસ બાજ ઈજાવે. તથા તરીજી રાતરે ઓશહેન ગેહેગાં ચાર બાજ ઇજાવે તેગા પહેલી રસને અસતાદ, બીજી મીનો રાંમ, ત્રીજી સરોસ, ચોથી અરદાફરૂવશની, તે સાથે આપણને મલી આવે એટલું નસ્તર ઇજાવવું જોઈએ. દશમું, માસોસો કે વરસી કરવાનું ફરમાવેલું નથી. પણ હાલના જરથોસ્તીઓ એટલાં બચાંનું વરસ દહાડા સુધી જે કરે છે. તે માત્ર અકેકની દેખાદેખીએ છે. હવે વીચાર કરોકે ઉપર પ્રમાણે જો બચાંનો

ખરચ કરીએ તો અવલ મંજલ પહોંચડાગણીના મલી ઘણાગાં ઘ
ણા રૂ ૮) માં થઇ શકેચ. પણ દેખાદેખીથી નકામાં ખરચ વધારી
બચાંઓનાં અશો રવાંનો ઉપર બોજો મુકવામાં આવે છે તે ઘણુજ
અણઘટતું છે.

હવે જુવો કે થોડાક જરથોસ્તીઓમાં તો એવો રીવાજ છે કે
નાધલી વએનું બચું ગુજરેચ ત્યારે તેની ઘટતી ક્રીયા ઊપર જણા
વ્યા પ્રમાણે કરવામાં આવે છે. તે ઉપરાંત તે બચાંને ગુજરવાને
૧૪ વરસને ત્રણ મહીના થવાથી પાછું નવેસરથી મોહોટાં માણસ
ની ક્રીયા બરાબર તેહની ક્રીયા કરવામાં આવે છે. પણ સરાઆમ
એ દીનનાં ફરમાનથી ઊલટું છે. માટે દરેક જરથોસ્તીઓએ એવા
અણઘટતા ખરચથી દુર રહેવું વાજબી છે.



## ગુજરતી વખતની ક્રીયા.

વંદીદાદ તથા રેવાએતોમાં જણાવે છે કે જયારે માણસનો
ગુજરવાનો વખત નજદીક આવી પહોંચયે. હોય એવી ખાત્રી થા
ય ત્યારે તેવાં માણસને ઘણીજ ધીરજથી પાક કરી, અગત જોગ
જુનાં ધોએલાં જેમ બને તેમ થોડાં કપડાં પહેરાવી, જગીન ઉપર
ચાદર પાંથરીને, તે માણસને મુકે અને તે માણસની જુબાન ઉપર

"અશેમવોહુ" તથા "પતેતના"* શબ્દ આપે તે ભણવાથી તે માણુસ ગુજરવા પછી બેહેસ્તની ખુશી ભોગવે, અને બે આદમી કુસ્તી પાદીઆબ કરી, પેત્રંદ વલગી "શરેશ બાજ અશહે" સુધી પઢીને પેવંદ વલગીને બેસે, અને તે જગોએ એક સગ હાજર રાખે, જયારે તે માણુસના તનમાંથી જીવ જાએ કે, તુરત તેને સગદીદ કરાવીને ગુજરનારને માટે એક કત બનાવવો કે જેને અવસ્તામાં "થરાઈઓ કત" કહે છે; એટલે કે તે ગુજરનારના તન માટે એવી જગા બનાવવી કે, પગથી તે માથાં સુધી તેમજ આજુબાજુથી તેના આંગ કરતાં વધારે નહીં લેવી. તેમાં તે ગુજરનારના તંનને મેલી, જુદદેવદાદની પરગરદ ૫, મી નો ફકરો ૬૧–૬૨ માં જણાવ્યા મુજબ તે ગુજરનારનાં તનને જુના વસતર પહેરાવવાં ઘટે; અને તે પહેરાવવામાં એક તરુ પણ કપડું વધારે વાપરવું નહીં, અને જો વધારે વાપરે તો તે વાપરનાર શખશ બેહેસ્તના મકાનથી બેનસીબ રહે છે. ત્યાર પછી તે જમીનની આસપાસ ત્રણ કસ ખેંચી તે ગુજરનારના તંનને† સગદીદ કરાવી, તેને માંટે તઇઆર કરેલી જમીનમાં મુકવી તે જોર પેવંદ સાથે એલાહેદી બહાર આવી બાજ મુકી ગોશલ ઊતારે, અને જો કદાચ લાચારીના સબબથી ગુજરનારની હઈયાતીમાં જોર બેડી નહોએ અને તે વગર જોર બેસવે ગુજરે તો,

* અગરજો તે મરણ પામનાર શખસે પોતાની હઇયાતીમાં મરવાની અગાઉ પોતથી બનેલા અણજાનપણાના ગુનાહની તોબેશ પોતાને હાથે કરી હોયતો તેના ગુજરવા પછી ઉપલા પાજંદ કલામો પઢવાની જરૂર નથી.

† શાપુર ભરૂચીની રેવાએતમાં લખે છે કે સગદીદ કરતી વખતે તાકીદ રાખે કે તેહેનું મોહોડું તથા આંખ નાંખ સઉ ખુલ્લું રાખે કે જેથી સગદીદ બરાબર થઇ શકે.

તેને સંજોગતા માટે એક જોડને ઉપર મુજબ બાજ આપી ગુજરે લાં માણસને અડકાવીને ઉપર જણાવ્યા મુજબ તેને સંજોગાવીને સગદીદ કરી તેને માટે તઈઆર કરેલી જમીનમાં મુકાવી તે જોડને પેવંદ સુધાં બહાર બોલાવી બાજ મુકીયાપછી રીમંન નહવાડે.

---

## રડવાના ગુનાહ બાબત.

જે માણસ ગુજરી જાય તેહેના સગાં વહાલાંઓને તે ઉપર રડવું નહીં* જોઇએ, તેમજ લાંબી મુદત સુધી માહેતમ પણ નહીં કરવી જોઈએ. માહેતમ કીધાથી ગુનાહ શીવાય બીજું કાંઇ હાશલ થાતું નથી. હરેક માણસના મરણથી દરેક માણસના દીલમાં કારી ઘાહ લાગે છે. તે ઘાહને ધીરજ અને સબુરીના એલાજથી રૂજાવવો જોઇએ. તે સીવાય બીજો કંઈ ઉપાય નથી, મોત દરેક માણસને છોડતું નથી. પછી શું અદના કે આલા; વખત પુરો થયો કે આ દુનીઆથી ચાલતી પકડે છે, તે માટે દરેક જણે મોત ઉપર સબુરી અખતીઆર કરવી વાજેબ છે, જુવો દુનિઆમાં માણસોએ પોતા ઉપર આવતાં દુખ તથા મોહતની શાંમે હીમત રાખવા વિશે યજશને નાઉ મા હાગાં નીચેપ્રમાણે જણાવે છે.

---

* અરદાવીરાફનામામાં તથા રવાએતોમાં જણાવેછે કે અગર કોઇ મુવા ઉપર રડતો તેના આંસુની નદી થાઈ ચેનવદ પુલ આગલ તે ગુજરનારના રવાનને આડે પડે, અને તે નદીનાં પાણી ઘણા ગંધાતા બદબો ભરેલાં પાણીમાં તરવાનગોતા ખાએચ અને તે રવાનથી ચેનવદ પુલ પાર કરી શકાતું નથી:

## અવસ્તા.

ઓગમદેચા, ઉશમહેચા, વીસ્તામદેચા,

### માયની.

હું પોહચુંછું દુનિઆમાં અને કબુલ કરૂછું રંજ શખ જીની તથા " ખુશી છેઉ મોહત ઉપર "

દરેક માણસોએ વીચાર કરવો જોઈએ કે મોત એટલે શું? મોત એટલે આપણા રૂહનું બદલાવું; માણસનું રૂહ પરવદેગારની દરગાહથી ઊતરીને માટીની કાયામાં આવી, રેહેઠાન કરીયું હતું, તે મોતની ઈસારતથી પેદા કરનાર આગલ જઈ ઉભું રહે છે, અને પોતાના આએ દુનીઆમાં કીધેલાં કાંમોનો હીસાબ આપે છે, અને તે હીસાબ ચુકવી આપી પોતાને મલેલો બદલો જે બેહેસત છે, તે ત્યાં જઇ પોતાનો વાસો કરે છે.

પણ જે ઉપર જણાવ્યા પ્રમાણે આ દુનીઆમાં નીતીના કાંમો કરે છે, તે આ દુનીઆ છોડીઆ પછી તેના પવીત્ર રૂહની અશો ફ્રેરોશ પાશબાની કરેચ, (તેથી દરેક કારીયા શરોશની ક્ષશનુમને કરવાને-રવાએતોમાં ફરમાવેછે) અને તેના કરતુકની કેરદાર તેનીજ શનમુખ આવી તેહેને બેહેદ દોવા કરી બેહેસ્તમાં લેઈ જાય છે, જયાહાં " બેહમંન અમશાશપંદ " વીગેરે તે રવાનની મુલાકાત કરી તે રવા

નને. "મેદીયોજરેમ નામનો ખોરાક"* બખશવામાં આવેછે. માટે દરેક માણસે હોરમજદના ફરમાનને માન આપી મોત ઉપર આશ્માન થાવું જોઇએ. મોહત ઉપર રડવાથીં ગુનાહ શીવાય બીજુ કશુ હાસલ થાતું નથી. જુવો વંદીદાદની પરગદ ૩ જી.

## અવસ્તા.

દાતરે, ગેથનાંમ અશતુઅતેનામ, અશાઉમ કુઅ પોખદેમ અધ. ઉ જેમો અશાએશતીમ, આઅદ મરોદ અહોરે મજદાઉ ઇઅદ બા પેતે નરશ અસોને સપીતમ જરથુસતર, નાઅરે કશચ; અપેરે નાઈએ કશચ, વરેતીગ પતાંમ અજોએદ પાશનું આઉધેહમ હે કેઆઉધેગ જરેજીમ બરેતે વાચેમ.

## માયની.

પુછીઉં પેગમબર જરથોસતે કે એ દાદર તગાંમ ખલકના પેદા કરનાર અશો અહુરમજદ કે મીનો જમીન, પાચમી, નાબુશ શાથી છે તયારે અહુરમજદે જવાબ દીધો કે એ સપેતમાંન જરથુસત અશો મરદ આ દુનીઆની રાહથી ચાલે ઇઆને પાછો ફરે (ઈઆને ગુજરે)તેની ઉરત અને છોકરાં [તે અસોમરદનું બદન સુકાઇ જાએ અથવા ખાખ થઈ જાએ. તયાં સુધી, માહેતગ અને પો

* ગુજરનાર અસો રવાનને મીનોઇ દુનીઆમાં નહીં પડપણ આવે હેવી હઇઆતી બખશવામાં આવે છે.

કાર કરવો] ઇઆને શોગ રાખે લાંમણી મુદત સુધી તેથી જમીન નાખુશ છે.

---

## રૂવાનની ગેહે સાથે દોખમે લઈ જવા બાબત.

તયારપછી નશાશાલારો કપડાં બદલી હાથે પેવંદ કરી ગેહાન લઈને તે કશની જમીનથી તંન કદમ દુર બેશી "શરોશ બાજ" અસહે સુધી પઢી ને એક જોડ મોબેદ કે જે ગોશલ ઉ તારી સાફ કપડાં પેહેરી કુશતી કરી પેવંદ વલગી ગેહેશારણું પઢવું* શરૂ કરે અને ગેહેશારણું પુરૂં કરી રેહેવા પછી નશાશાલારો પેલા રવાનને ગેહાંન ઉપર શગદીદ કરાવી બહાર લાવીને બીજા ખાંધીઆઓ બહાર પેવંદ કરી બાજ લઈ ઉભા છે; તે શાથે હમજોર થાઇને રવાનનું મોહોડું આગલી તરફ રાખી દુ:ખમે લેઈ જાય, કે જયાંહ કાલબુદ ખાનારા પક્ષીઓ તેહેની ચાશનો કરી શકે. †

તે રવાનની પછવાડે તે ગુજરનારના ખેશીઓ તરફથી કેટલીએક જોડ મોબેદોની તે રવાંન સાથે દખમા આગલ મોકલવા

---

* ઇજશનેના ૨૮માં હાથી તે ૩૪માં હા સુધી ૭ હા માથાવાણીના અવસતાં રવાનની આગલ ગેહેસારણા તરીકે પઢવામાં આવે છે પણ તે ગુજરેલા આદમીના કરતાં જીવતાં માણશોને નશીયત સાંભલવા જેવું અવશાતામાં માલમ પડેછે, પણ વંદીદાદની પરગદ ૧૦મી જોતાં મુવાઆદમી ઉપરથી ગલીચી જીવતાં આદમીઓને ગલીચ કરે છે તે ગલીચી દુર કરવાને ઉપલા અવસતા પઢવાને ફરમાવે છે,

† મુવેલા માણસોને દાટવાને તથા બાલવાને વંદીદાદની ૧ લી પરગદમાં બહુ ગુનાહ ભરેલાં જણાવવામાં આવે છે.

માં આવે છે; મોબેદો બાજ ધરી તે રસતે જાય છે. પણ જરથોશતીઓએ જાણવું જોઈએ કે વંદીદાદની પરગદ ૮મીના ફકરા ૧૬–૨૧માં જણાવયા મુજબ મુવેલા માણશને લેઇ જાય તે રસતેથી ખાખો "હોનવર" તથા "કેમના મજદા" ભણતો ભણતો એક [જોડ] આથ્રવનની એકવાર તે રસતેથી જાય અથવાતો એ ફકરામાં જણાવેલી શીફતવાલો કુતરો, ચારઆંખવાલો પીલા કાંનવાલો સફેદ કુતરાને ઓછામાં ઓછા તંનવાર તે મુવેલાને લેઇ ગએલ રસતેથી નહીં ફરે તયાં સુધી તે રસતેથી બીજા માણસો આતશ બરશમ વીગરે તે મુવેલાને લેઇ ગએલે રસતેથી નહીં જઈ શકાય.

ઉપર જણાવયા પ્રમાણે એક જોડ આથ્રવનની તે રસતે જાયતોજ તેની પછવાડે બીજાઓએ જવું જોઇએ, એમ અવસતામાંથી ખોલલું માલમ પડે છે તો તેહેના બદલામાં જોર વલગેલા મોબેદાતો દુર રહી જાય ને તેની આગમચ જોર વગરના માણસો જાય છે, અને તે પણ કેવી બેઅદબથી કે જાણે ખુશીની મીજલસમાં આવયા હોય તેમ, પણ તેમ ન થવું જોઈએ. રવાંન પછાડી દરેક માણશે બેહદીન શું કે મોબેદ શઉએ પેવદ વલગી બાજ ધરી બહુ ધીરજથી ગંભીર ચહેરે ચાલવું જોઈએ, અને તેમજો તેવોથી નહીં બનેતો બાજ ધરેલી જોડની પછાડી તેઓએ ઉપલા ફરમાંન મુજબ ચાલવું જોઇએ આજે કેટલાએક ધરમગુરૂઓ તેમજ બહેદીનો રૂવાન પછાડી ગાડીમાં બેશીને જાયછે પણ એ શરીઆમ દીનના ફરમાનથી ઉલતું છે.

## રાઆનને કેટલો વખત ઘેરમાં રાખવું

હવે જુવો એજ પરગદમાં જણાવે છે કે, જે માણસ ગુજ રીઊં હોય અને તે શહેરમાં કંઈ આફત જેવી કે વરસાદ વરસતો હોય તથા વા વઝોડું થાતું હોય તેમજ દીવશે સુરયના કીરણ ઉ પર બધું અંધારૂં પંથરાઈ ગયલું હોય કે જેથી રવાનની ઘટતી ક્રી યા મુજબ અવલ્લ મંજલ પોહચાડવાને નહીં બની શકતું હોયતો એજ પરગદના ૮મા ફકરામાં જણાવયા મુજબ, જો જમીન સુકી હોયતો, માજદયશનાનો અરધા પગ જેટલો ઊંદી ખણે, અને જો જમીન નરમ હોયતો અરધા માણસપુર ઊંદી ખણી તે ખણેલી જ ગામાં રાખ, અથવા સુકું મટોડું, પાંથરી, તેમાં તે ગુજરનારના તંન ને દીવશ સુધાંની બે રાત, ત્રણ રાત અથવા મહીનાની દરાજી સુધી તેમાં ગુજરનારનાં તંનને મુકે, હેવું ચોકસ ઉપલા અવસતાથી મા લુમ પડે છે, છતાં આ સુધારાના વખતમાં તો માણસ ગુજરયું તો તુરત તેહેને અવલ્લમંજલ પોહોચાડવાની તજવીજ કરશે, પણ કોઈવાર એવી ખોટી ઉતાવલ અને હુજતથી પછવાડે અફશોશ ક રવો પડે છે. માટે જરૂર કરી એવા કામમાં ધીરજ રાખી કામ કર વું, વધારે બહેતર કહેવાય, અને જેવારે દુનીઆંથી ઉપલી આફતો દુર થાય તેવારે માજદીયશનાનો પોતાની બાજુની કઉઅતે ગુજરના

રવા ... ઉપલી જગાગાર્થી બાહેર કાકડી દખમે પહોંચાડે, કે જ ગાશ ખાનારા પક્ષીઓ તેહેની આશનાં કરે.

અગરજો તે આફતો દુર થવા છતાં રવાનને અવલગંજલ પહોંચાડેનો શીક્ષાને લાયક થાએ.

હવે તે રવાનને અવલગંજલ પોંહોંચાડયા પછી જે અ માણશો જોડ થઈ ગયલાં છે તેવો (નશાશાલાર દખમાંગાથી બહ આવોઆ પછી) બાજમુકી ગોશલ ઉતારે અને જંદ અવસતા પ

---

## જે ઘરમાં રૂવાન થયું હોય તે ઘરની જગાવીશે.

હવે જુવો કે એજ પરગરદના ૨–૩ ફકરામાં જણાવે છે જે ઘરમાં આજમી ગુજરીણ હોય તે ગુજરનાર આદમીને દુપ પોંહોંચાડયા પછી જે ઘરમાં [એટલે જેમાં આજમી ગુજરીણ તયાં] માજદીયશાનો શારી ખુશબોદાર ચીજ જેવીકે [એમાં જ યા મુજબ] ઉરવાશન (ઇચ્આને સુખડ) અથવા વોહુગઓન [ફ ને શારી તરાંનું ખુશબોઇવાલું લાકડું અથવા લોબાન] અથવા હુ કેરેતિ (ઈઆને અગર) અથવા "હધાન એપત" નામની ખોદાર ચીજની ધુઇ તે ઘેરમાં આપવી જોઈએ. *

---

* એ ચાલ ઘણી શારો દેખાય છે કેમકે કેટલાએક શખસો એવા ખરાબ દરદોના મરજથં તના પંજામાં શપડાય છે અને તે દરદોની હવા બીજામે ણુસોને ઊડવાનો સભવ રહે છે તેથી ગુજરનાર આગલ તુરત વેલા આતશ ઉપર શારી ખુશબોઇ બાલવી કે જેથી આતસ અસવચ્છ વાને ખેચી લઇ સવચછ હવાનો ફેલાવો કરે છે, તેયીજ આપણા લોકોગાં લુબાન વીગેરેની ધુઇ દ

હવે જુવોકે રોવાનની ઉપલી ક્રીયા પુરી કરી રહેવા પછે બ્યા ક્રીયાઓ વીશે રવાએતોમાં શુ ફરમાવે છે. તેવાર પછે તરણ દહ અને તરણ રાત તે જગોએ ચેરાગ* તથા આતશ રોશન રાખે ને ત્રણ દહાડા તે રવાનને નાંમે શરોશનો ક્ષશનુમને યજશની ઈજાવે શરોશ બાજ ત્રણ દીવશ શુધી ઇજાવે અને રાતે અવેશરૂથરેમ માં શરોશનું આફરગાન કરાવે અને ત્રીજે દીવશે તે મરનાર સેફત ચાહુવા તે મરનારના અતલના સગાંવહાલાંઓએ તેની ફારસ કરી ઘટતી ક્રીયા કરી અવસતા પઢે.

---

## ઊથમણું.

આપણ ધરમ પ્રમાણે અંનજુમંન મલી એક દેલ થાઇ ઈબી ધરમની ક્રીયા કરેતો તે કીરીઆનું કામ ખોદાતાલા વધું શંદ કરેછે, તેમજ તે વધું અશર કરનારી છે; અને અનજુમન ચાહેલી દુવા અને આજેજી ખોદાતાલા કબુલ કરેછે; એટલા મ ઉઠમણાની મીજલેશ કરવાનો ધારો પાડેલો છે. જરથોશતીઓ ફરજ છેકે પોતાના સગાંવહાલાં યા દોસ્ત આશનાવ આએ દુનીઃ થી ગુજરી ઉપલી જેહાનનો વાસો કરે તેહેને સારૂ ખોદાતાલા :

---

* તરણ જગોએ આતસ તથા ચેરાગ રોશન રાખવો. તેમાં એક નશાનો કશ કીધો હોએ, નથી બ રખમાં આગલ તરીકો મરનારના સરોશ ઇજે તયાં આતશ અને ચેરાગ રોશન રાખવો જોઇએ જેથી રવાનને ઘણી આશાંનીઅત છે.

૧ આજીજી કરી તે ગુજરનારને તે જેહાનમાં સારી જગા મલે એવી દોવા તે ગુજરનારની તરફથી તેના દોસત આસનાઓએ ચાંહાવી એ મતલબથી આપણે ઉથમણાની મીજલેશ કરીએ છે. આપણા ધરમ પ્રમાણે કોઇ જરથોશતી ગુજરેચ તેનું રવાન ત્રીજી રાતરે બામદાદ વખતે તે જેહાંન જાયચ, હવે હાદોખત નુશકનાં અવસતા ઉપરથી માલુમ પડેછે. તેથી તે મરનારનાં ખેશ દોસત આસનાવોએ તેહેની નઈઅતે ત્રીજે દહાડે ઓજીરન ગેહેમાં અવસતા પઢવા અને પતેત કરવી; તેમ કરવાને સારૂં આપણે ઊથમણાની મીજલસ કરીએ છીએ અને તે મીજલસનો મોટો ભાગ દરેમેહેર વગેરેની જગોએ જાઈ બાંકો ઉપર બેસી વાતો કરે છે; જે ધરમનાં ફરમાનથી ઉલટું છે; માટે તે મીજલસમાં જનારાઓને ધટેચકે તયાં જઇ કુસતી પાદીઆબ કરી નેઆએશ અને પતેત જરૂર કરવી જોઈએ. અલબતાં ઘણાં બેહેદીનોને પઢતાં નહી આવડતું હશે તે વાત ખરીછે, પણ આજે કોઈ જરથોસતી એવો નહીં હશેકે જે "ઈઅથાઅહુવેરીઓ અને અશેમવોહુ" નહીં જાણતો હશે તો તેજ ઉપર હું જણાવીચ કે આપણાં ધરમને લગતાં પુસતકોમાં સાફ લખેલું છેકે અવસતા પઢતાં નહી આવડે તો દરેક અવસતાને બદલે તેની "ઈઅથા, અશેમ" પઢવી તો તે કેમ નહી પઢતા? આપણે ઉઠમણાની ક્રીઆમાં બે ખુરશેદ મેહેરની નેઆએશ, ઓજીરવન ગેહે, એક સરોશ દયસટ અને પતેત પઢીએ છીએ તો જે જરથોસતીઓને એ સઘલા અવસતા નહીં પઢતાં આવડતા હોએ તો તે સઘલા અવસતાને બદલે અ

હુનવરના કલામો પઢે તો સઘલા ઉપલા અવસતા પઢીઆ બરોબર છે; જો આપણા સેઆના જરથોસતીઓ પોતાની ઘટતી ફરજ અદાકરવાની નેમથીજ ગીજલસમાં આવતા હોએ તો તેવોએ કુસતી પાદીઆબ કરી ઉપર જણાવયા પરમાણે 'અહુનવરના' કલામો જરૂર પઢવા સજાવારછે. વલી આપણાં જરથોસતીઓ આતસબેહેરાંમ ઈઆ આદરાંન વગેરેની પવીતર જગોગાં ઊઠમણું કરેછે, તયાં બેહેદીન સાહેગો કુશતી પાદીઆબ કરયા વગર આવીને બેસે છે, તો તે સાહેબો એ જાણવું જોઈએ કે ધરમનાં પવીત્ર મકાંનમાં જવું તો તયાં પહેલાં કુસતી પાદીઆબ કરવા તથા ધરમને લગતી કોઇ કીરીઆમાં સામેલ થવું તો તે વખતે કુસતી પાદીઆબ કરવા, જેમ કરવાનો આપણા સાહેબોને ગાહાવરો નથી પણ તેમ કરવાની જરૂર છે. વલી ઘણા સાહેબો ઉઠમણા વીગેરેની કીરીઆમાં આવી બેસે છે અને ત્યાં કીરીઆ કરતાં વખત લાગે છે તો તેઓ ઘણા કંટાલી જાએ છે. પણ તેજ સાહેબો જો કુસતી પાદીઆબ કરી પોતાની ફરજ અદા કરવા બેસેતો તેવણુને કોઈબી પાંટીનો કંટાલો નહીં આવે પણ ઓર તેવણુને બંદગી કરવાના સબબથી રાહાત પહોચે.



## તીજે દહાડે હોસન ગેહમાં શું કરવું.

તરીજે દહાડે પાછલી રાતે (એટલે હોશન ગેહેગાં) તેની નઇ

અતે ચાર બાજ ઇંજાવે તેની વીગત શફ઼ા ૧માં જણાવેલી છે. અને છેલી બાજ સાથે વસતર * જેટલું મવસર થાએ તેટલું શીઆવને માટે મોબેદને આપવું. કે તેને પાક પાણીએ ધોઈને તે સાથે મેવો ઇંજાવે અને બની શકેતો ત્રણ દીવશ વંદીદાદ કરાવવા અને બાજ ઈંજાવયા પછી તેનાં સગાં વહાલાંઓ જંદ અવસતા પઢે.

## ચોથે દહાડેની ક્રીયા.

ચોથે દહાડે બાંમદાદમાં "દહમ વીસપેસાંમતું" આફ્રગાંન મરનારની નઇઅતે કરે. અને તયાર પછી ઇજશને બાજ તથા સતુમ પઢાવે અને તેજ દીવસે તેનાં સગાં વહાલાં તેનો સોગ મુકી દીએ.

## સરોશા વીશે.

હવે જુવો કે એ તંન દીવસોમાં દરેક ક્રીરીઆ શરોશની ખશનુગને કરવામાં આવે છે તેનું મુખ્ય કારણ તો એટલું જ છે કે આ જીહાનથી કુચ કરવા પછી હમેશની મીનોઇ જે

* ઇરાનમાં જરથોસતીઓ ચેહારમની કીજે મુબેદને શીઆવ ઇજવા થકી ૧૮ ગજ કપડું અને ઓરત માટે ૧૨ ગજ કપડું આપવામાં આવે છે. તયારે તે મુબેદને તે કપડાને ધોઇ પાક કરોને ઇજ પોતે રાખે છે એ શીવાય બીજું કશું ઇજવામા આવતું નથી.

હાનમાં તેહેનું રેહેવું થાય છે, જેમ જેવા માણસની નેકી પ્રમાણે તેને જગા મલે છે. જો આ એક અઠવાડીઆની બલકે પલની દુની આમાં જો નેકીના કાંમ જેહેવાકે, સાચું બોલવું, સાચું વમાશવું, અને સારૂ કામ કરવું, મા બાપ, અને ઉસતાદ, તરફની, જે જે ફરજો આપણા ઉપર લાગુ પાડી છે તે સરવે "હુમત" "હુખત" "હુવરસ્ટ" ના વીચાર મણમાં યાદ રાખી, કામ કરીએતો બેશક તે જેહાંનમાં સરોશ એક મુરબી તરીકે મદદ કરે છે. તેમજ તે ગુજનારની તંન દીવસ સુધી "ચેનવદ પુલ" તરફ તેહેની પાશબાની કરે છે.

તેમજ જે માણુસ ચાહુરમણી બાંમદાદે પાપી ઠરે છે તેહેને વીજરષ નામનો દેવ દોજખમાં લેઈ જાય છે, તયારે તે રવાંન અતીશય કાલાવાલા કરે છે. પણ તે સરવે ફેકત આ જીંદાનમાં તેહની હઈઆતીના કીધા કરતુક તે જેહાનમાં પામે છે.*

બીજો દાખલો જેમ એક બચાંનો જનમ થાતી વખતે તે બચું ઘણું અશકય બને છે, તયારે તેહને માટે જેમ દાઇ વીગરે બીજી ચીજોનો મદદ તરીકે ઉપયોગ કરવો પડે છે તેમજ જે માણુસ જીવ વગરનું અશકય બને છે તયારે તેહને પણ તે જેહાનમાં મદદ તરીકે ફરેસતાની જરૂર પડે છે તયારે શરોશ તે ઉમેદ પુરી પાડેછે. એટલામાટે તે ગુજરનારના ત્રણ દીવશ સુધી શરોશની ખશનુમને યજશને કરવાને ફરમાવે છે

---

* જુવો વંદીદાદની પરગરદ ૧૯ ફકરો ર૭થી ૩ર સુધી-

હવે જુવો કે શરોશની કીરીઆ વીશે વંદીદાદની આઠમી પરગરદની શરહેમાં નીચે પ્રમાણે ખુલાશો કરે છે.

હવે જુવો કે સરોશ કરતી વખતે યજશનેના ૮મા હામાં [રાથવી] ખરેતે નરો, નહી પઢે પણ "એશમાસચ બોયદીમચ" નું પદ પઢતા એશમ બોએ "રાથવી" આતશના પાતરામાં મેલ વે "ખરતેનરો" ની માએની હેવી થાયછે કે રાથવી જોતીને કહે છે કે એ મરદ આ મીઅજદનું ખાનું ખુશીથી હું જે રાથવી છઊ તે તુહને આપુચ [હેવી માએની થાય છે] વાસતે એ ત્રન દંન ગમીના છે તેથી એ પદ નહીં પઢવું જોઇએ જેમકે એ તંન દાહદામાં "અહમાઈરસચ" તથા "કેરબામુજબ" નહીં પઢતા તેહનું પણ એજ કારણ છે [અહમારેસચ] તે દુવાછે તેગજ [જસમે અઉઅગંહે મજદ] પઢેચ તેમાં પણ આએ પદ "રામનો ખાસતરે" એ પઢવામાં નથી આવતું તેહેનું કારણ કે એ પદની માએની એવી થાયચ "રામયજદ રામશનીનો આપનાર એવો અરથ થાય છે" કે તેમજ તે મરનારની તરીજી રાતરે "ઓશહેન ગેહેમાં" મીનો રામની બાજ ધરે છે. તેમાં પણ ઉપલા પદ પઢવામા આવતા નથી, તેમજ યજશનેના ૬૮મા હામા અહમાઈરસચ નહીં પઢવી જોઇએ.

## આય દુનીઆમાંથી ગુજરીજનાર આદમી ત્રન દીવસ સુધી કયાં રહે છે તે વીશે.

જાણવું જોઈએ કે આપણા કેટલાએક લોકો એમ સમજે છે કે જે આદમી ગુજરી ગયું અને તેને અવલ મંજલ પોહોચાડયું એટલે તે રવાન તે મકાનમાંથી ગયું એમ શમજે છે પણ હાદોખત નુશકની પરગરદ રજીમાં જણાવે છે કે જે ગરમાં આદમી ગુજરયું હોય તે આદમી પોતાના શરાની જગા* આગલ ત્રન શત સુધી રહે છે

આપણા ધણાએક જરતોસતીઓમાં કોઈ ગુજરી જાએચ ત્યારે કેટલાએક લોકો બોલેચકે તે રવાંન "ચેનવદ પુલ" આગલ એક જગા ઊપર નાગું બેશેચ, અને જો તે મરનારે પોતાની જીંદેગાનીમાં જીદરવાંન કીધું હોયતો તેનાં જીદરવાંનનાં ચેહેરાંમનો શીઆવ તેને પેરાવામાં આવે છે. પણ એમ બોલવું ગલત છે. કેમકે જીવતાંજ માંણશને જીદરવાંન કરવાની તેમજ દરેક ફરજ અદા કરવાની છે, મુવાપછી તેને કરવું ધટારત નથી. કેમકે જો પોતાની હઈઆતીમાં કીધું હોય તો તેહેના ગુજરવાબાદ તે જેહાંનમાં [જે ચાંફ જસટીશ] "મેહરયજદ" તેનો ઇનશાફ કરીને તે ગુજરનારના તંનને શારી ઇયા નરશી જગાનું બખશવું કરેચ, માટે જો જીવતાં કંઈ નહીં કીધું હોય અને ગુજરવા પછી લાખો રૂપીઆનો ખરચ કરી

---

* ગુજરનારના કાલબુદ આગલની જગા શહુમજવી.

ઓ હોયતો તેને કંઈ કામનો નથી; તે ખરચ જે કરે તેહેને પોતાને કાંમનો છે. માટે દરેક જરથોસતીઓએ પોતાની હઈઆતીમાં અહુરમજદના ફરમાંન મુજબ જે જે આપણા ઉપર ફરજો લાગુ પાડા છે તે દરેક ફરજો અદા કરવી, કે ગુજરવા બાદ તેને કેવી સારી અને સુખની જગા મલે છે. તે વીશે હાદોખત નુશકનો ૨ જી પરગારદમાં નીચે પ્રમાણે ખુલાશો કરે છે.

પુછીજો પેગમબર જરતોસતે દાદારને કે એ પેદાકરનાર અહુરમઝદ આય કે જે ફાંની દુનીઆંમાં જે કોઇ માણશ ગુજરે તેહેનુ રવાંન તે રાતે કહી જગામાં રહે છે.

તયારે અહુરમઝદે જવાબ દીધો કે તે ગુજરનાર અશો અદમીનું રવાંન તેહેના શરાની જગા આગલ બેસીને ગાથાવાણી પઢે છે, અને તે રવાંનને એટલીતો ખુશાલી ઉતપન થાયચે કે આય દુનીઆમાં તેહેને કદીબી દીઠી નહીં હોય હેવી ખુસાલી બીજી રાતે અને તરીજી રાતે જોય છે, અને તરીજી રાતે બામદાદ એટલે હોશબામના વખત ઉપર તે રવાંન પોતાના શરાની જગા આગલથી ખુશથાઇ " ચેનવદ પુલની " તરફ જાય છે અને ગાથાવાંણી પઢી વીચારેચ જે હું બેહેશતનાં બાગમાં પોહેચું, તયાર પછી તે રવાનને દખણ દશા તરફથી એવો ખુશબોદાર પવન આવેચ, તે એટલોતો ખુશબોદાર પવન વાગેચ તયારે તે રવાંન બોલેચકે આવો ખુશબોદાર પવન કોણના તરફથી આવેચ કે કોઈ વખત આવો નેક પવન ફાના દુનિઆમાં નહીં જોયલો આજે આવેચ, તયારપછી તે ર

વાંનના શત્રાબના ફેલની એક ખુબસુરત છોકરી બને છે, અને તેહેને આપણા લોકો "બેહેશતની કેરદાર" કરીને કેહે છે, તે ઓરત કદી કોઇ દહાડે નહીં દીઠી હોય તેવી, અને ઘણી ખુબસુરત પંદર વરસ ની ઉંમરની અરૂશની મીશાલેની આને તેનું તંન એવું તો નેક કે જેમ દુનીઆની પેદાએશમાં નહીં સાંભલેલી હોય તેવી, કેરદાર તે રવાંન આગલ આવે, ત્યારે તે રવાંન તે કેરદારને પુછે જે તું કોણછે કે હાવી મેં કોઇ દહાડે દેખી નહોતી, તયારે તે કેરદાર કહેય કે હું તારી છું, તે દુનીઆની અંદર મનશની, ગવશની, કોનશની, થી તેં ઘણા શારાં નેક કામો કીધાં, તેથી મારૂં તંન ખુબસુરત બને લું છે. અને આ આરાંમ પામેલી જગા તેં શત્રાબની ખાએશથી કીધા અને તેં શારી દોશતી કીધી, અને ઓરૂવરોની જતંન કીધી. અને તેં ગેથી દુનીઆમાં ખેરાત કીધી અને ગાથાવાણીને પઢીઓ, તથા હોરમજદના આતશ પાંણી, અને અશો મરદના ખાંજમદ કીધાં, તેથી હેવા તારા રૂદા ફેલથી તુંને બોજરગ અને અશો રાખું અને ત્યાર પછી તે અશો રવાનને* "અલબરૂજ" પાહાડની પેલી પારલઇ જાયછે [ઈઆને ચેન્વદ પુલની] પેલીપાર લઈ જાયછે [કે જે] ગીનો યજદોનો પુલ છે. તયાં તે રવાનનો (ચાંફ જશતીશ) મેહેરઇ જદ ઈનથાફ કરી તેને રોશન મકાનનું બખસવું કરે છે તયાં તે રવાન સાથે અમસાસપંદ વીગેરે બેહદ ખુશીથી મુલાકાત કરે છે.

* અલબરૂજને અવસતામાં "હારીબરજ્યેતી" કરી જણાવેલું છે અને એ પાહાડના ખુશ કે ખાવથી એને બહેસતનો પાહાડ પણ કહે છે.

હવે જુવો કે આ દુનિઆમાંથી ગુજરી જનાર આદમી ગુને હગાર હોય છે, તો તેહને ઉપર જણાવંયાથી ઉલ્તું માલમ પડેછે.

વાંચનારા દાનેશમંદોએ ઉપલી બીના વાંચીને વાકફ થવુ કે હરેક જરતોસતીઓને જીવતાંજ દરેક ફરજ અદા કરવાની ફરમાવેલી છે કે તેનો જીવ જાતી વખતે મીનોઈ જહાંનમાં પશતાવું નહીં પડે. ઘણાએક જરતોસતીઓ ગુજરવા પછી હજારો રૂપીઆનો, ખરચ કરેચ તે કંઈ તે ગરનારને ફાયદો કરતો નથી. જો મરનાર એ પોતાની હઇઆતીમાં નેકી દાઆને બદી કીધી હોય તો તેનો ઈનશાફ ચાહરેમની બાંમદાદે થઇ જાએચ અને તેને શાગી દાયા નરશી જગા મલે તાર પછો તમો હજારો રૂપીઆ ખરચો તે કામના શું માટે દરેક જરતોસતીઓ એવા અનઘટતા ખરચથી અટકાવ કરવો વાજબ છે. જુવો અણઘટતી રીતે ખરચ કરવાને, દાદાર એ હોરમઝદે વંદીદાદની પરગરદ ૫ મી માં મનાઈ કરી છે.

## અવસ્તા.

નોએદ જી અહુરો મજદાુ ઈઆુ અંગોઇનાંમ્ અઉ અરે તનાંગ પેઈતિ રેચીઆ દેથ,

## માયની.

અહુરમજદે જે ખઝણો માલ મીલકત કાંઈ નાખી દેવા ન

થી આપીએ [ઇયાને ઘટતે ઠેકાણે વાપરવા બખશેલો છે કાંઇ બારેવાટ કરવા બખશેલો નથી.]

માટે આપણા શવલે વાંધેનાં જરતોસતીઓને ઘટેચકે પોતાની દીનના ઉપલા ફરમાંન મુજબ ચાલી દાદાર હોરમજદે જે કાંઇ માલ મતા બખશીઓ હોય તેની સંભાલ કરીએ અને ઘટતા અને શારા કામમાં વાપરીએ અણુઘટતી રશમોની પછવાડે બારેવાત નહી કરીએ.



## સુવાવડી ઇઆ દસતાનવાળી ઓરત ગુજરે તેની પાછલની ક્રીયા વીશે.

હવે જુઓ કે આપના લોકોમાં એક એકની દેખાદેખીએ એવો પણ ચાલ પડયો છે કે, કોઈ ઓરત દસતાંનમાં ઈઆતો સુવાવડમાં ગુજરે છે,* તો તેહની ક્રીઆ ઉપર જણાવયા પ્રમાણે કરાવે છે, તયાર પછી તે ગુજરનારને છ મહીના, કે વરશી ઊપર ફરી નવેસરથી તે ઓરતની નઇએતે તેના મરદ સાથે જોડાનું કીરીઆ કામ કરાવે છે. તેમજ જો કોઈ મરદ ગુજરે અને તેની ઓરત દશતાનમાં ઈયાતો શુવાવડમાં હોય તો તે મરદની કીરીઆ પણ ઉપર મુજબ કરી તે ગુજરનારની છમશી ઈયા વરસી ઉપર તે

* સુવાવડી ઓરતોના કપડાં નાંખી દેવાને બદલે જોકે પહેરવાંને નહી, તોપણ સોઉથી હલકાં કામમાં વાપરવાને ફરમાવે છે જુવો વંદીદાદની ૫ મી પરગરદમાં ફકરો ૫૭ થી ૬૦

ુરત સાથે નવેશરથી જોડાનીં કીરીઆ કરાવે છે; તે માતર એક એ કની રશાકશીથી ચાલ પડયો છે, બાકી ધરમની કોઈપણ કેતાબમાં એવું ફરમાન નથી કે ફરી નવેસરેથી કીરીયા કામ કરાવે, તેમજ જોડાનું કીરીઆ કામ કરે. જો કે ફકત આ દુનીઆમાં તેહેનો હ ઈઆતી શુધીનુંજ જોડું છે તે વીશે આગલ અવસતાથી જણાવવા માં આવશે માટે દરેક જરથોશતીઓએ હેવા રેવાજથી દુર રેહેવું.

---

## જોડાંની રસમ.

વલી કેટલાક લોકોમા એવો પણ રેવાજછે કે એક મરદ ગુજ રી ગયલો હોય અને તયાર પછી તેહની ઓરત ગુજરી જાય ત્યારે બી તે ઓરત શાથે તે મરદનુ નવેશરથી જોડાની કીરીઆ આખા વરશની કરી નાહેક શકમાઈના પઈશા ખરચી રવાનના નાંમ ઉ પર બોજો મુકવામાં આવે છે એ ઘણું અણઘટતું છે.

તેમજ વલી કેટલાએકો હેવા પણ વેહેમી છે કે માતી બઇ રીનું જોરૂં શાથે લગાડવાથી મીનોઈ જેહાનમાંબી એમનું એમ જોરૂ કાયમ રહે એમ માને છે. પણ શીઆણા જરથોસતીઓ એટ લો પણ વીચાર નથી કરતા કે તે જેહાનમાંતો માટીદાની કરણી પ રમાણે તેહેને ઈઆને બઇરીની કરણી પરમાણે તેહેને શારી યા નરશી જગા મલે છે, જો તે જીઆનમાં જોરૂં કાયમજ હતે તો શું કાઈ પ

ણ દીનની કેતાબોમાં તે વીશે એશારો ન જણાવતે પણ તેવું તો કઇ નથી. બલકે એમતો ચોકશ માલમ પડે છે કે આ દુનીઆમાં તેહ ની હઇઆતી શુધીનુંજ જોડું છે. બે માથી એક ગુજરવા પછે નહીં,

શીઆણા જરતોસ્તીઓ તમારે વીચાર કરવો કે શરોશ કર વાનો વખત 'હાવન ગેહે' શોવાય બીજી ગેહેમાં નથી અને તે ગુજ રનાર 'રપીથવનમાં' ઈઆ તો હરકાઈ બીજી ગેહેમાં ગુજરેઓ હો એ તો, તેના સરોસ બીજે દીવસે થાએ તારે તે ગુજરનારને બે દી વસ થાએ, તયારે તેની સાથે બીજાના (એટલે જોડાંના) સરોશ ઇં જાવે તો, ફરક પડી જાએ, પેલા ગુજરનારને બે દીવસ અને પેલાને એક ગણાએ તેજ પરમાણે આખા વરસમાં પેલા ગુજરનારના 'દસ મું માસીસો,' બાજ વરસી વીગેરેની કરીઆમાં ફેર પડે અને પેલા ની (એટલે જોડાંની) કીરીઆ વાજબી કહેવાએ નહીં.



## જુવો આશીરવાદ.

બરાયજની હમ દાશતાંની પ રાસ્ત મનશને પસે ગવેસને ખે શ કરકે વખશશની "બેહેદીન ફ્લાંનરા" અંદાજદી પેમાંનબેદાદમ.

### માયની.

આ તમારાંકુંટુંબની કુમારી બેટીને સરવે ખેસ કુટુંબ એક

દીલ થઈ સાચી નઇઅતે. સાચે બોલવે, અને સાચે કાંમ કરવે સવા બની વરધીને સારૂ ફલાંના મરદને એ કનેઆ જીવવાના છેડા સુધી કાલ સાથે આપી.'

હવે જુવો કે વરપાસે પણ એજ મુજબ કબુલાવવામાં આવે છે કે ત્રણે મનશનીથી જીવવાના છેડા સુધી તમોએ કનેઆને પસંદ કીધી [વર જવાબ દીએ] હા મેં જીવવાના છેડા સુધી પસંદ કીધી.

ઉપલા અવસ્તાથી જરથોસતીઓએ ખાતરી કરી જોડાંનાં કાંમ કરવાથી પરહેજ રહેવું.

મુત્રા પુછી જોરૂં માત્ર જીવતાનુંજ જાણવું કે અદરાએ પરણે તયારથી તે જીવે તયાં સુધી એક સરખા એખલાસથી મલી ભેટી ચાલે તેનું નાંમ તે જોરૂં એ વીશે નીચે તરણ દાખલા આપુંછ

નોશારીવાલા દસતુર રૂસતમજી શોરાબજી વાલી છપાએલી ખોરદેહ અવસતા બા માએનીની કતાબને સફે ૫૭૫ મા જણાવે છે કે "વરની પાસે કાલ સાથે કબુલ કરાવે કે સાચો મનસનીથી જીવવાના છેડા લગે તમોએ કનયાને પસંદ કીધી"

દસતુર એદલજી સંજાણાની બીજીવાર ખોરદેહ અવસતા બા માએનીની કેતાબને સફે ૩૭૯ માં જણાવે છે કે ફલાંણા વરને એ કનયા જીવવાના છેડા સુધી કાલ સાથે આપી.

દેશી લગન સંબંધી પસાર થતા નવા ધારાની સાંમે જરથોસતીઓ તરફથી તા૦ ૧૫મી ડીસેંમબર ૧૮૬૯ને દીને મોટી

ભરેલી સભામાં વાંચી સંભલાવેલાં ચોપાનીઆં છપાયલાં તેને સફે ૧લે દસતુર પેશોતનજી સંજાના તથા દસતુર શેરાબજી રૂસતમજી મુલલાં ફીરોજનાંએ " દીન કરદ " કેતાબમાંથી કઢી સંભલાવેલા મતનો ઇસારો, "મરદ અને ઓરતે મહોતનાં દીવશ લગી પોતાની કશુલાત મુજબ બંધાવું જોઈએ." હવે જુવોકે એ ચારે દસતુરજી સાહેબોનાં બોલવાની શાબેતીથી મુવા પછી જોરૂં લગાડવું ગલત ઠડેચ.

## દશમાં વીશે.

હવે જુવો કે દસમાંને દીવસે રવાએતોનાં લખાંણ પ્રમાણે શું ખરચ કરવાને ફરમાવેલું છે

દસમાંને દહાડે તે રવાંનની નઇઅતે "સરોસ તથા અરદાફરૂવશના" દરૂન અને તે સાથે શીઆવનું કપડું ઇજાવે અને ઈઅજશને ફરોખશી, આફરગાંન, શતુમ. તે રવાનની નઇઅતે પઢાવે એ શીવાએ બીજું કાંઇ ફરમાન નથી.

હવે ઉપર જણાવેલી વ.ગત પરમાણે ખરચ કરતાં રૂપીઆ થાએ પણ રવાએતોના ફરમાંનથી ઉલટાં ચાલી કેટલીક હીનદુઓની બુરી રસમ પરમાણે કીરીઆ કરે છે.

દસમાંને દીવસે જેમ હીંદુઓ મુવાનું બારમું કરેચ તમારે દસ બાર દોરીઆ પોતાની કીરીઆ કામમાં લાવેચ તેમ આપણાંમા

બી ગુજરેલાંની મોંએ આગળ તે દીવસે કાદવના દસ બાર દોરીઆ ગોઠવી તે ઉપર સુખડનાં ટીલાં કરી તે વાસણના ગલાંમાં કાચું સુતર વીંટાલે છે, અને તે દોરીઆ ઉપર કેટલીએક જાતનો 'કઠોર' તથા 'મેજનો' છું છો મુકેછે. અને એકાદ દોરીઆમાં કાચાં "ખાંચડા" અને તેમાં "દક્ષણા" તરીકે પઇસા મુકેચ. હવે એ ઉપર જણાવેલી રીતોમાં તથા હીંદુઓની બારમાંની કીરીઆમાં કાંઇ તફાવત નથી. વલી કેટલેક ઠેકાણેતો કાંસકી, તીલી, નારૂં, વેલન, કાતર, સોએ દરી, રેશમી ઈજાર સારી વગેરે મુકી તે ઉપર સતુમ પઢાવે છે, વાસ્તે એ ચાલ તમાંમ ખોટી દીનની હસી કરવા જોગ છે—તેમજ વલી કેટલેક ઠેકાંણે દસમાંને દીવસે મીઠાઈ વગેરે કરાવી શતુમ પટાવે છે પણ એ દીને મીઠાઇ કરવી વાજેબ નથી. એ ગમીનો દહાડોછે અને મીઠાઈ ખુશીનાં ચીજ છે. માટે ઉપર જણાવયા પ્રમાણેજ કીરીઆ કરવી.

હવે જુવો કે દસમાંને દીને રવાએતોનાં લખાંણ પ્રમાંણે ખરચ કરતાં માજદીયસનાનો આજે કેટલોક ખરચ કરે છે. કોઈ માજદીસનાનો એમ કહી શકશેકે દસમાંને દીને જે કીરીઆ કરવામાં આવે છે તે બરહક અને દીનનું ફરમાંન છે ના કદી નહીં? એ હીંદુઓના ધરમનું ફરમાંન છે. અને તેઓની રીત જરથોસતીઓએ પકડીને રવાનનાં મુબારક દીવશે તેની આરાધના અને તેને ખુશી કરવાને બદલે ઓર તે રવાંનને બુતપરસ્તી જેવો દેખાવ કરી નાખુશ કરે છે.

જુવો જુદ્દીનોની રસમ પ્રમાંણે ચાલવાથી અને તેવોની આરધણા કરવાથી જરથોસતીઓ મીનોઈ જેહાંનમાં બેહેસતના જગાથી બેનસીબ રહે છે.

અવસ્તા.

ઈઓ નેરેમ અશુઅનેમ અનીઓ વરેનાએવા અતીઓ દકેશા એવા કશીઅંધે સેંધે દદાએતે વીદુ આકુધો અઉઅદ હુઅ ખરથવ પરાએતે અંધદ હચ શીઓથના ઉઅરેજયથ બુઅતે પેશો તનુઓ.

માયની.

જે કોઈ અશો [માજદીઅશની દીનનો] જાણી જોઈને પોતાની આપખુશીથી પારકી દીન ઉપર ઈમાન લઇ જાએ ઈઆને જુદ્દીનોની રસમ ઉપર ચાલે ઈઆને [માજદીયસની દીનને] 'નાંચા, તથા' હલકા સખુન બોલે તે સખ્સ એવું કામ કરવાથી મરગરજાની થાએચ.

અવસતા.

જનાને, દાંમે, દેઉઓ, દાતેમ, જનાને નશોશ, દેઊઓ, દાતેમ, જનાંને, પેરીકાંગ, ઈઆંમ ખનાથે તે,

### માયની.

દેવની રસમની પેદાએસને હું તોડશ દેવની ચાલના નશશ ને હું મારશ વેહેમી મોરાદના બુતપરસ્તીને હું તોડશ,

### અવસતા

ઈઅશચા, વાહુ. મશ, ઈઅઝાઐતે, દરૂઅ, જશચા, પરમતો ઓશચા,

### માયની.

જો તમો દેવોની આરાધણા કરશોતો દોજખી થાશો.

ઉપલા અવસતાના ફકરાઓ ઉપરથી સાફ રીતે જોયાગાં આવે છે કે આપણી ભલી માજદયશની દીનનાં સઘલાં ફરમાનો ત શ્કા બજહાં પરસતી છે. માટે સઘલા દીનદાર જરથોસતીઓને સ જાવાર છે કે પોતાની બરહક દીનના તરીકાથી કોઇબી રીતનો ઉલ ટો મારગ પકડે નહીં કેમકે ઉલટો મારગ પકડવાથી ગુનાહ લા ગે છે.

---

### માસીસા વીશે.

હવે જુવો કે રવાંનના માસીસા એટલે તરીસમે દીને સીરો

બાની ક્ષશનુમને 'યજશને' ઇંજાત્રી અને ૩૩ દરૂન કરી તે ઉપર મે
વો ફરૂદ મુકી સીરોઝાની બાજ ઈંજાત્રી, અને આફરીગાંન, સતુ
મ, પઢાવવું એ શીવાય બીજું કશું ફરમાન નથી.

પણ તેથી ઉલટું આપણાં બઈરાંઓ સીરોઝાને નામે અ
ધમણ યા મનના 'ચપટાં' તથા મીઠાઈ વીગેરે કરાવે છે એ સરવે ફો
કટ તેમજ રવાએતોનાં લખાણથી પણ ઉલટું છે પણ જો સાચું પુ
છાવો તો પઇસાને સર પોતપોતાને ગમતી સીપારશ કરવા સારૂ યા
નો બેસવા તથા સુવા આવેલી ઓરતોનો પાડ વાલવા શોધી કાઢયું છે.
ચેહારમ પછી તો "અવસતામાં" ઉપલી કોરીઆ વીશે કાંઇ ફરમા
ન નથી લેકીન રવાએતોથીબી ઉલટું છે. તયાર પછી માસીસાને દીને
અરદાફરૂઅશનીં નઈઅતે યજશને. બાજ. આફરગાંન, ફરોખશી, અ
ને સતુમ. પઢાવવું અને જો બની શકે તો શીઆવ ઈંજાત્રવો. નહીં
તો કાંઇ જરૂર જેવું નથી. તેજ પરમાણે 'યજશને ફરોખશીનુ' પણ
જાનવુ. તયાર પછી મહીને મહીને તે રવાનનો દહાડો આવે તયારે
બાજ. આફરીગાંન. સતુમ. અને બની શકેતો 'યજશને ફરોખશી' પઢા
વવો. જુઓકે કેટલાક લોકો અરદીબેસત મહીનાની બાજ ઉપર
'હરીસો, દુધપાક, સાંધણાં' વીગેરે બનાવી લોકોને ઘેરઘેર વહે
ચે છે, તેમજ આદર મહીનામાં કેરી ને બહમન મહીનામાં "ખો
ચડી, પતરેલ, માછલી, શઈતું, વીગેરે" બનાવી તે ઉપર લુબાન
મુકી લોકોને ઘેર વેહેચેછે જે ધરમનાં ફરામનથી તદન ઉલટું છે.

## છમસી વીશે.

છમસીને નામે નકામો ખરચ કરી કમારને પઇસા નાખે છે જયારે માશીશાપર ક્યા વરસો ઉપર શારોજા કરવાનું ફરમાં ન નહીં તો છમસી ઉપર કયાંથી આવયું. જાણે દીનમાં ફરમાવયું હોય તેમ નાહક પઇસો ખરચી ગરીબો મારયા જાય છે;

---

## ગાથા ગંબારમાં ગુજરનાર વીશે.

જાણવું જોઇએ કે આપણા લોકામાં હેવો રેવાજ પડેલો છે કે ગાથા ગંબારમાં હરકોઇદન ગુજરેતો તેહનો દરમહીનાનો રોજ જો પહેલે ગાથે ગુજરેતો દરમહીનાનો રોજ હોરમજદ રોજે કરે જો બીજો ગાથા હોયતો બહમનરોજ, તરીજો ગાથા હોય તો અરદીબેહસત રોજ, ચોઠો ગાથા હોયતો શરેહવર રોજ, પાંચમો ગાથા હોયતો સપંદાદરોજ. એ પરમાણે દરમહીનામાં રોજ કરેછે, પણ એ ગ નહીં કરવું જોઈએ. એતો ઉલટો રવાનનો કીરીઆ કરવાનો દહાડો ગેરવલે જાય છે તેમજ પઇશા પણ ખોટા ખરચાય છે. પણ રવાયતોના લખાણમાં નીચે પરમાણે જણાવે છે;

હરકોઇ માણસ ગાઠાના પાંચ દાહાડામાં ગુજરે તેહના ચાર

મની બામદાદે 'આફ્રરગાંન દહમાનની ક્ષશનુમને' પઢવું જોઈએ તે ગાંઠાના દીવસોમાં પઢાય નહીં. પણ પટેટી એટલે (નવા વરસ) ને દહાડે બામદાદમાં તે રવાનની નઇઅતે 'દહમાનનું આફ્રરગાંન' પઢવું જોઇએ, અને તે રવાનની 'શીરોજાની ક્ષશનુમની' કીરીયા તે ગુજરે તે દહાડેથી ૩૦ દહાડા ગણીને કરાવે અને તેનો માશીશો ઇઆ દરમહીના રોજ ૧૧ માશ સુધી દરમહીનાને 'ફ્રરવરદીન રોજ' કરે અને તે મરનારની વરસીનો દહાડો આવે (એટલે ગાઠા ગંબારમાં) તયારે તેહની ઉપર જણાવયા પ્રમાણે એટલે માશીશાને દન કીરીઆ જણાવીં તે પરમાણે કરવી; અગરજો કોઇ આજમી ગુજરયું હોય અને તેનો દહાડો માલુમ ન હોય તો તેનો રોજગાર દર મહીનાનો ફ્રરવરદીન રોજે તેહના વરસનો દહાડો જારી રાખવો અગર વરશીબી માલુમ ન હોય તો આદર ગહીનાનો ફ્રરવરદીન રોજ તેહના વરસનો દહાડો જારી રાખવો. અગર કોઇ શક્ષ ગુસાફરીમાં ગુજરે અને તેહનું કીરીયા કામ તયાં ન થયું હોય અને તેના સગાંવહાલાંને તે દહાડે ખબર ન પડતાં છેક ગહીને દહાડે ખબર પડેતો તુરત તેનો નઈએતે તંન શરોશ, તંન વંદીદાદ, સરોશનું આફ્રરગાંન અને તેજદન હોશન ગેહેમાં ચાર બાજ ઇંજાવે તેની સાથે વસતર પણ ઈજાવે, તયારબાદ બીજે દીવશે હાવંનગેહગાં તે ગરનારનું ચેહારગ કરે અને તેજ દન રપીથવન ગેહમાં દશગાની કીરીઆ કરે. અગરજો તે ગરનારની ખબર 'માશીશા' વીતાં પડી હો

થ તો તેજ દહાડે 'શીરોજાની' તથા 'માશીશાની' કીરીઆ કરે; અગરજો બરસી વીતાં તેહની ખબર પડેતો એક દીવસમાંજ ચેહારમ, દશમું, માશીશો, અને વરસીની, કીરીઆ કરાવે તથાર પછી તેનો દહાડો માલુમ હોય તો તે દહાડો જારી રાખે નહીંતો ઉપર જણાવયા પ્રમાણે આદર મહીનો ને ફરવરદીન રોજ જારી રાખે.*

## વરસીની ક્રીયા.

તયારપછી વરસીને દન કીરીઆ કરવી તે જેમ માશીશાની કીરીઆ જણાવીચ તેજ પરમાણે વરસીની પણ કરવી એ શીવાય બીજુ કશુ ફરમાન અવસતામાં તો શું પણ રવાએતોમાં પણ નથી.

## ફરવદેગાનની ક્રીયા.

તયારપછી ફરવરદીનના ૧૦ દહાડા "આશતાદ" રોજથી તે "વેહેતોયશ્ટ" ગાઠા સુધી રવાનની નઈએતે ઈજશને ફરોખશી બાજ, આફરગાંન, શતુમ પઢાવવું.

જાણવું જોઈએ કે આપણા જરથોસતીઓ ફરવદેગાનના ૧૦

* હીંનદુઓના વેદ પરમાણે જે કોઇ હીનદુ મુશાફરીમાં ગુજરે ને તેનો દહાડો માલુમ ન પડે તો બાદરવા વદ ચઉદમે તેનું શરાધ કરવાને જણાવે છે.

આને મુકતાદના દીવશો અણુઘટતી રીતે ૧૮ દીવસ સુધી કીરીઆ કરે છે, તે અણઘટતી રસમો જુદદીનની સંગતને લીધે રેવાજ પામેલી છે; તે રસમો કાહાડી નાખવાને બદલે કેટલાએક મતલબી ગાણસો શંક જરતોસતીઓને ઉલટ પાલટ સમજાવીને ૧૮ દીવસ સુધા નાહેક ફાંફાં મરાવે છે, અને શ કમાઈના પઇશા ક મારગે ખરચવામાં દાહપણ શમજેછે, એ વાતનો ખોલલો દાખલો એછે જે આપણા રાહબર અશો જરથોસતના લાવેલા ધરમ પુસતકની શાહદતથી શાફ ઉગાડુ માલુમ પડે છે, કે ફરવદેગાનના દશ દહાદામો અશો રવાનો આપ જેહાનમાં આમદરફત કરે છે, તેટલા દહાડા સુધી અશો રવાનોની ઇઆદ કરવી જોઈએ; તે વીશે અવસતામાં નીચે પરમાણે ખુલ્લાશો કરે છેઃ—

## અવસતા

આદ, અથર, વીચર. નતે, દશ. પરે. ખશફ્નો,

## માયની

અને એ જગો ઉપર આમદરફત કરો એ દશ દહાડામાં.

ફરવદેગાનના દીવસ દશ છે તે વીશે સઘલા દસતુર સાહેબો એ રાહનુમાય માજદીયશની સભાને ફરવદેગાનની દશ દીવસની સાબેતીમાં [સરવે દસતુરોએ] એક મલતી રીતે લખાણ આપયું છે,

તે વાંચનારા સાહેબોને જાણવા સારૂ નીચે ટાંકું છું:—*

પુણેવાલા દસતુર નોશીરવાનજી જામાસપજી જામાસપ આશાના છપલી સભાને નીચે પરમાણે લખી આપે છે:—

મુકતાદના દીવશો ૧૦ અવસતામાં ફરમાવેલા છે તેને વગર સમજવે ૧૮ દીવસ કરી મુકયા છે અને ૧૮ દીવસ એ કારણેથી થયા જે આપણા બુજરગોએ જેમ કોઇ આપણું પોતીકું પયરૂં મુસાફરીથી આવે તેને એસતેકબાલ લેવા જઇએચ તે પરમાણે એક દીન આગમચ ઈઆને અરદશંગ રોજને દીવસેથી બાજ આફરગાંન કરાવતા હતા તયારે ગાથા ૫ મો દીવસ સુધી ૧૧ દીવસ થયા પછે રોજ ૧લો માહા.૧લો નરોજે આમ છે તેનું બાજ આફરીગાંન કરાવતા હતા, રોજ ૩જે રપીથવનનું જશન કરતા હતા, રોજ ૫ મે અશોફરોહરનો તથા રોજ ૬ ખોરદાદશાલ જશને ખાસ તેનું બાજ આફરીગાંન કરાવતા હતા તે ઉપરથી હાલના અનઘડ લોકો ૧૮ દીન મુકતાદના જાણેચ અને તેને શનંદ જેવું કરી મુકઉચ અને દશ દીવસના ૧૮ દીવસ કરી મુકીઆચ.

સુરતવાલા મરહુમ દશતુર જમશેદજી બરજોરજીએ ઉપલી સભાને લખી આપયું ચહે:—

*રાહે રાસતનું માહ જરથોસતી આંન સભાવાલાઓએ ફરવદેગાનની બાબદમાં છપાવી પરગત કરેલાં ૨ ૩ આંકવાલાં ચોપાનીઆમા શહેનશાહી મોબેદોઆનની શાલા તરફથી આપેલા શલાહ ૧૭ ૧૯.

મુકતાદ એટલે ફરવરદેગાનના દીવસ ૧૦ છે તે રોજ ૨૬ મે આસતાદથી તે ગાથા ૫માં સુધી રોજ ૧લોને માહા ૧લો ફ જ દીવસ નવરોજનો છે, તેને આમ લોકો પતેતી કહે છે તે દીવસથી તે રોજ ૬થો ને માહ ૧લો ઇઆને ખોરદાદશાલના દીવસ સુધી કાંઇ ફરવરદેગાંનના દહાડા નથી.

દસતુર પેસોશનજી બેહેરામજી સંજાણાએ લખી મોકલ યુચ કે ફરવદેગાનના દીવશ દશ છે.

દસતુર અરદેશર રૂસતમજી મુલલા ફીરોજના નીચે પરમા ણે જણાવે છે.

મુકતાદ દીનના હુકમ મુજબ ૧૦ દીવસ છે. પણ ખુદા મા લુમ કે શા કારણથી ૧૮ દીવસ ઉભા કીધાચ તેથી શેવક દલગીર છે તથા એ દીન દશ મુકતાદને સારૂ મોબેદો ઈરાનવાલા તથા હીંદુસથાનવાલા સરવે સાહેબોએ એક મતથી લખયું છે હાલ જમા નાના સાહેબોબી પોતાની કેતાબમાં લખે છે તથા એ મુકતાદના ૧૦ દીન બાબે વંદીદાદની આઠમીપરગરદની સરેહેમાંબી એજ રી તે દાખલો આપયો છે. તથા નેરગંસતાનમાંબી ૧૦ દીન કરવા ફ રમાવેલું છે. તથા રવાયતોમાં તથા ખુમશાઓમાં તથા બીજા દરેક દફતરોમાં મુકતાદ ૧૦ દીનના છે.

દસતુર ગંચેરજી એદલજી જાગાસપ આશાનાએ પોતાનું મ

ત નીચે પ્રમાણે આપયું છે:-

આપણી ભલી માજદીયસની દીનમાં ફરવરદેગાંનના દસ દહાડા અસપંદારમદના આસતાદ રોજથી તે પાંચમાં વહશતોયેશ ગાથાના દહાડા સુધી ફરમાવેલું છે.

સુરતવાલા દશતુરજી અસપંદીઆરજી ફરામજી રબા ડીનાએ લખી મોકલેલા પતરમાં નીચે મુજબ જણાવે છે:-

રવાંનો દશ રાતથી વધારે દહાડા આએ દુનીઆમાં રહેતાં હોએ એવું અવસતામાં કહેલી હકીકતથી કાંઇબી દીસતું નથી તે ઓતો પતેતીને દહાડે બાંમદાદની વખતે આએ દુનીઆ મયેથી જાએચ.

નવરોજ અથવા પતેતીને દહાડે અને તેમજ રોજ ૩ જો ને માહા ૧લો રપાયવન ઇજવાને દહાડે તથા રોજ ૬થો માહા ૧ લો ખોરદાદશાલને દહાડે જે કીરીઆ કરવાને દીનની કેતાબોમાં લખેલું છે તેતો માત્ર જીવતાંને પોતાની ફરજ અદા કરવાને વાસતે છે. કાંઈ ગુજરેલાંને વાસને કીરીઆ કરવાનું નથી.

નોસારીવાલા દસતુરજી જમશેદજી રૂસતમજી જામાસ્પઆશાવાલાએ લખી આપેલા પતરમાં ફરવદેગાંનના ૧૦ દહાડા છે એવું સારૂ લખી જણાવે છે.

હવે જુઓ કે એ બાકીના સાત દીવસ રોજ ૧લો માહા ૧ લાથી રોજ ૬ઠા સુધી જે કીયા અસોફરોહરોને નામે કરવામાં આવે છે ને આપણા ધરમના ફરમાનથી ઉલટું માલમ પડેછે. તે વીશે આ પુસતકના ૩૪-૩૫-૩૬ માં શફાગાં જણાવેલા દસતુર સાહેબોના લખાણથી આપણને પુર ટેકા મલે છે, મુકતાદના દશ દીવસ અસો ફરોહરો આ દુનીઆગાં રહે છે માટે દરેક જરતોસતીઓએ અસો ફરોહરોની આરાધના કેમ કરવી તે વીશે વાંચનારા દાનેસમંદો માટે ખુલાશો કરવાની જરૂર છે.

અસોફરોહરોની ખસનુદીનને સારૂ એક જગો સફાઇદાર પવીત્ર કરી તે જગાએ ફુલ, અને પવીત્ર પાણી તથા રોશન આતસ, તે જગા આગલ હરદમ હાજરરાખી તે ઉપર સારી ખશબોઈ બાલવી અને તેજ પવીત્ર જગા આગલ આફરગાંન બાજ સતુમ ફરોખશી વગેરે અવસતાનું પઢવું તે અસો ફરોહરોની યાદ પોતાના દીલમાં રાખી તે અણદીઠ ફરોહરોને બુજરગ ગણી તેની યાદ ઉપલી પવીતર જગાએ કરવી વાજબ છે, હવે જુઓ કે અસો ફરોહરો એ ફરવદેગાનના દશ દીવશો રાતદીન આ દુનીઆમાં પોતાના ખેસાવંદોના ઘરમાં મકાન કરેછે અને તે મકાનમાં પોતાની નઈએને ભણવું ગણવું ચાહેય અને તે દશ દીનમાં ફુલ ફલ પાણી દરરોજ બાંમદાદમાં તાજું ભરી કાએમ રાખવું તે વારો આપણા પેગંમબર અસો જરથોસતના લાવેલા અવસતામાં નીચે મુજબ જણાવે છે.

## અવસતા

અઉઅ, અપાચચ, વંગુહીઅનામ, ગુરવરનામચ. ખવરેનીઅ નામ, અસાગુનામચ, ફરૂઅસનાગ,ઇઅસનેમ, ગેરેદ, મહે. વહમેગચ,

## માયની

(પેગંમબર જરતોસત કહેચ કે) હું ખસુસન બેહ્‌તેરપાણી અને પરવસી આપનારા ઓરવરોજ ઉપર અસોફરોહરોની આરાધના તથા નીઆએશ કરૂં.

દીનકરદ કેતાબમાં એ વીશે નીચે પ્રમાણે જણાવે છેઃ—

વરસની આખેરીએ ગાથાના દીવશો શુધાં ફરવદેગાંનનો વખત ખશુશન શવાબકારક લોકોને વાસતે છે માટે આદમાઓએ તે શધલા વખતમાં પાક ઈઅજદાની પરશતેશ તથા તેહની ભલી પેદાયશની શેતાયશ ઇઆને વખાન કરવી કાંએકે એ વખતમાં અશો ઓના ફરોહરો [આગ દુનીઆમાં] તેઓના ખેશાવંદોએ તઈયાર કરેલા મકાનમાં ઘણાખરા એટલાજ વાસતે આવે છે.

ઉપલા અવસતાથી માલમ પડે છે કે અશો રવાનોની આરાધના અને એબાદત કરતી વખતે પાણી ફુલ ફુલ મોજુદ રાખવાં જોઇએ.

હવે જરતોસતીઓએ જાણવું કે ફુલ, પાણીને એકજ વા

સણુમાં ભરવું નહીં તેમજ અકેક ઉપર તામરીઓ ગોઠવી બેહેડાં
નો આકાર કરવો નહીં. તેમજ આખી શેરડી તથા નાલીએર મુક
વાં નહીં ગમેનો નાલીએર ભાંજી સાફ કરી, તથા શેરડીના બુકલા
કરી ફરૂટ સાથે ઇજાવેતો કાંઈપણ અડચણ નહીં પણ ઉપર જણા
વેલી રીતે શેરડા અશો ફરોહરોના પગ તરીકે ગોઠવવી અને તામ
રીઓ એક એક ઉપર ચહડાવી બેરાં ગોઠવવાં એ દીનના ફરમાન
થી ઉલતું છે. કાંએકે આપણા પવીતર ધરમમાં જણાવયા પરમા
ણે એક શોખા પાણીથી ભરેલા વાશણનાં મોહોડાં ઉપર બીજું વા
સણ ઢાંકે તે વાસણ કોર કાંઠા સુધી અંદરથી ચોખું કરેલું હોય
તોજ તે વાસણનુ પાણી ચોખું કહેવાય. આપણા લોકોની ચાલુ
આવેલી રશમ પ્રમાણે એક કરશીઆ ઉપર બીજો કલશીઓ મુકવા
માં આવે છે. તે ઊપરથી પેલા નીચેના વાશણનું પાણી અવાત્ર એ
ટલે ચોખુ નહીં ગણાય એટલુંજ નહીં પણ તે પાણી ઢંકાએઆમાં
આવેચ તેથી આપણા ધરમ પરમાણે તે ગાશેઃફરોહરોની ખશનુ
દાને માટે નકામું થાઈ પડે છે. માટે એક વાસણમાં પાવ પાણી ભ
રી રાખી તે આગલ ફુલ ફલ રાખી એજદાંપરસ્તી દીનના હુકમ
પરમાણે આતસદાનમો સબોરોજ આતસ જારી રાખી તે ઉપર સા
રી ખુશબોદાર કાઠી બાલી અસોફરોહરોની આરાધના કરવી વાજેબછે.

હવે બીજી આપણામાં ચાલુ આવેલી રસમ પરમાણે જે કો
ઇ આદમી ગુજરી જાય. અને તેના પેહેલા વરસમાં એક નવું બેડું
કે જેમાં બે તરણ તાગડીઓ લઇ તેમા પાણી ભરી એકેક ઉપર ચ

હડાવીને તે સાથે બીજાં પાંચ સાત બેડાં ભરી તેમાં ફુલો બોરથી તે પાણી તરણ તરણ ચાર ચાર દહાડા સુધી વાસી રહેવા દેવુ અને તેનાં આગલ અશોફરોહરોની આરાધણા કરવી ! અરે જરતોસ્તીઓ એથીતો અશોફરોહરો ઉલ્તાં કમકમે. વાંચનારા દાનેશમંદોએ વીચાર કરવો કે આપણને એક દહાડાનું વસીદું પાણી, તે બો વલી વસીદા કલશીઆમાં પીવા ગમે નહીં. તયારેતો કહેશો કે અરે વસીદું પાણી છે. વાશી કલશીઆમાં વાસી પાણી પીને તનદોરસતી બગાડશો.

તયારે તે તરણ ચાર દીવસનું વસીદું પાણી આપણને પીવા કે વાપરવા ન ગમે તો તે ચાર દાહડાનુ ગલીચ પાણી* તેગજ તેના ઉપર ફુલો, કરમાઇ ગયલાં, પાણીની તામરીઓ ઉપર જોઈએ તો રજ વલગેલી, તો વીચાર કરો કે તેવું અશોફરોહરોને કમ પસંદ પડે. ના કદી નહીં. બધું દીનના ફરમાનથી ઉલટું છે.

વલી એ ઊપરાંત એક બાજી બેહુદી ચાલ છે કે કોઇ ઘેરમાં રવાન ગુજરી ઊ હોય તો તેના પેહેલા વરસમાં મુકતાદના દીવશો ઊપર તે ગુજરનારની બાજ જુદી કરવી તેમજ વલી ડાયા ડોશાં બઇરાંઓ ફરતી, હરતી, બોલતાં, વીગેરે પાંચ સાત બાજ જુદી જુદી કરી, તેપણ વલી તે દરેક બાજો ઘરમાં ઉઘાડી મુકી, દરેક બાજનું જુદુ જુદું લેબાંન મુકીને પછી " દરેમેહેરમાં " ઈજાવા મોકલે છે. અરે વેહેમી બઇરાંઓ કાંય એવા નકામા ઠેઠેલા ખાઇ રાત

* જુવો વદાદાદના ફ પરગરદેમાં પાણીને ગલીચાયા દુર રાખી હમેશાં સવછ રાખવાને ફરમાવેછે

દીન મેનતકરી, માટીડાનાશકમાઇનાં પઈશા ખરચી હારમારથાવોછો.
અરે બાઇઓ જયારે બાજનું લોબાંન તમો મુકી ચુકા એટલે ફરીથી તે ઈજાય ડેગ માટે બાઇસાહેબો તે બાજનું લુબાન ન મુક તાં "દરેમેહેરમાં" ઇજાવવા મોકલવી વાજેબ છે*

હવે ઉપર જણાવયા પ્રમાણે જાણે રવાનો જુદા જુદા આવતા હોય, એમ જુદી જુદી બાજે કરે છે. અરે જરતોસતીઓ તમારે જાણવું જોઇએ કે ધરમના ફરમાંન મુજબ દરેક જરતોસતીઓએ જીવતાં જુદુ ખાવું વાજેબ છે. પણ અશો ફરોહરોતો ચાર દરૂન, તથા સારી ખોશબાઇમાં ભલો પાદશાહ "ગઈઓમરદથી" તે "રસતા ખેજના" વખતમાં "શોશીઓશ" પેદા થાશે. ત્યાં સુધીના અશોફરોહરો તે ચાર દરૂનની ઇઆદમાં શામેલ થાય છે. તયારે જુદી જુદી બાજો કરી નકામાં કાંય પઇસા ગુમાવો છો

## જુવો પાંઝંદ ફકરો.

અયો. કરદીહા, ચેહારમ, દહમ, શીરોજ, શાલરોજ, અજ ગઈઓ મરદ, અંનદા શોશીઓશ, અદેર યાદ બાદ હસતાંન બુદાંન બેદાન જાદાંન અજાદાંન આદહીઓજદહી, દહમ નરનારી અવરનાએ પુરનાય હરેક અવર ઈન જમીન પએરી બેહેદીની ગુદારાં સુદશત હમાઃ ફરવશે અશવાન એદર યાદ બાદ.

---

* જે શાહેરમાં બાજ ઇજનાર મોબેદ નહી મલી શકે તો નાચારે તે બાજનુ લુબાન મુકવું જો ઇએ, પણ જાંહ ઇજનાર મોબેદ મલીશકે, તયાંહ બાજનુ લુબાન મુકવું વાજેબ નથી.

## તરજુમો.

ચાર દહાડાના દશ દહાડાના ગહીના તથા વરસી લગેના ગઈઓમરદથી તે શોશીઓશ લગીના [આએ દોરની શરૂથી તે આ દોરની આખર સુધીના] જેઓ હઈઆત છે. જેઓ થઇ ગયા જેઓ થવાના છે. જેઓ જનમથાં જેઓ જનમવાના છે. જેઓ સત્રદેશને લગતાં અને જેઓ પરદેશને લગતાં છે જે નીરદોશ મરદો, ઓરતો, ઉમરે પુગેલા અથવા ઉગરે નહીં પુગેલાં, એવા હરકોઈ કે જેઓ ભલાં અને ભલી દીનવાલા ગુજરેલા છે. તે સરવે ગઈઓમરદથી તે શોશીઓશ લગીના અશોફરોહરો આ જગોએ યઆદમાં શામેલ થાવ.

આ ઉપલા ફકરા ઉપરથી સાફ ખોલે ખોલું જણાએ છે કે ચાર દહાડાના દશ દહાડના મહીનાના વરસી સુધીના વગેરે તમામ અશોઓના ફરોહરો, કુલ આલમના ફરોહરો આ જગોએ યાદમાં શામેલ થાવ.

એ ઉપલા ફકરાની મતલબ કેટલાકો એવી સમજાવા માગે છે કે રવાનનું દશમું ગાસાંશો અને વરસી કરવાને ઉપલા ફકરામાં જણાવે છે.

પણ વાંચનારા દાનેશગંદો ઉપર જણાવેલો ફકરો તેના તરજુગાં સાથે વાંચી જોશોતો માલુમ પડશે કે એમાંથી ફરોહરોની આરધણા સીવાય દશમુ, માસીશો કે વરસી કરવાને રવાનના બાબ

માં કાંઈ પણ ઇશારો જનારો નહીં.

---

## જરતોસતી તોલામાં ચાલુ આવેલી રસમ વીશે કેટલોએક ખુલાશો વાચનાર સાહેબો માટે કરવાની જરૂરછે તે વીશે.

આપણા લોકોમાં ચાલુ આવેલી રશમ પરમાણે લાશને અવલ મજલ લઇ જનારા નશાશાલારોને નવી ગેહાન અને નવાં કપડાં પેહરાવેછે. (જાણે શાદી રાગશનીના કામમાં આવયા હોય તેમ) તેઓને નવાં કપડાં પેહેરાવવાનું ધરમમાં ફરમાવેલું નથી. તે વાંશે આ પુસતકને સફે ૩જામાં જે બાબદ આવીછે કે ગુજરનારના તંનને વસતર કહેવાં પહેરાવવાં ઘટે અને જો તે ફરમાનથી ઉલતા ચાલેતો તેને શું શીક્ષા થાય છે, તે જણાવેલી છે. તેજ પરમાણે નશાશાલરોને નવાં કપડાં પેહેરાવવામાં તેટલીજ શીક્ષા તે પેહેરાવનાર શખશને થાય છે. માટે નશાશાલરોને તેઓના અનજુમન તરફના આપેલાં અગાઉના પહેરેલાં કપડાં પેહેરે તો કાંઈ અડચણ જેવું નથી, અને જો તે ગુજરનારના ખેશીઓએ તેવોને કપડાં આપવાની ખાએશ હોયતો જુના ઘસાયલા કપડાં કે ફરીથી કોઇના વપરાશમાં નહીં આવે, તેવાં આપવા શજાવાર છે, નશાશાલારોને નવાં કપડા આપવાથી, તે મરનારનું રવાન બેહેસતમાં જાય એમ નથા અને જે તેઓને નવાં કપડાંનહીં આપે તે દોજખમાં જાય એગ નથી તે મ

રનાર તો તેના આ દુનીઆમાં કીધેલા કરતુક પરમાણે તેણે તે જેહાં નમાં જગા મલે છે—તે વાશે આ પુસતકને સફે ૧૭ થી તે ૨૧ માં સુધી વાચવાથી માલમ પડશે.

તેગજ ગુજરેલાની પુઠે થાતા ખરચના આંકડામાં એક ભારી રકમનો વધારો થાય છે અને તે રકમ સારે મારગે ન ખરચાતા ખરાબ મારગે ખરચાય છે—માટે એવા ધરમ વીરૂધ ફીશીઆરી ભરેલા રેવાજનો અટકાવ કરવો જરૂર છે.



આપણા લોકોમાં જારે કોઇ ગુજરી જાય છે. તારે તેના ઘરના માણસો દશ દીવસ બલકે એક મહીનો સુધી પાથરણું રાખી તે મરનારને નામે માહેતમ કરે છે. અને તે માહેતમ કરવાથી તે ગુજરેલાં રવાનને મીનોઈ જેહાંનમાં કેટલુ દુખ વેઠવુ પડે છે— તે આ પુસતકને સફે ૪થી તે ૭મા સુધી જોવાથી માલમ પડશે એ પાથરણાની ચાલ હીંદુઓની છે. તેઓમાં એવો રેવાજ છે કે જે માણસ ગુજરે તેના ઘેર આગલ માટીડા બઇરાંઓ. રૂદન કરેછે તેમજ તે મરનારને પાંચ સાત કે દશ દન થઇ ગયા હોય, ને તેનાં સગાંવાહલાંઓને દેશાવરમાં ખબર થાય, અને તેનાથી જો મરનારને બારણે આવવાને બની શકતો તુરત આવી મહોલાને નાકેથી પોક મુકતો તે મરનારને આંગણે આવે અને તેની સાથે તેના મરના

માણશો પણ રૂદન કરવા લાગે છે. તોપણ આજે એ રશમ કેટલા એક કેહલવાયલા હીંદુઓ તરફથી નાબુદ થતી જાય છે. તો આપણા લોકો એવી બેહુદી ચાલ શાને માટે નાબુદ નહીં કરતા.

ગેહેસારી રહેવા પછી રવાંનને અવલ મંજલ પહોંચાડવાની કીરીઆ થાય છે આપણા ધરમના જણાવવા પરમાણે એક જોડ “ સરોશ બાજ ” ધરી પેવંદ વલગી લાશને ઠેકાણે પાડવાની જગા સુધી તે લાશની પછાડી જાય. એમ અમોએ સફા ૭, ૮માં જણાવયું છે.

પાયદશે મોટા દેખાવ કરવા. તેમજ મોટા દેખાવ કરવા થ કી મોબેદોની ૧૦-૧૨ કે ૧૫ જોર બોલાવી તેને દામ આપી, તે ગુજરેલાંની લાશની પછાડી મોકલે છે.

પણ આપણા ધરમમાં એકથી વધુ જોડ મોકલવાને ફરમાન જણાતું નથી જેમ વધારે માણસ પાયદશે જાય તેમાં કાંઇ મનાઇ પણ નથી. પણ તે આ પુસતકના સફા ૮માં જણાવયા પરમાણે અમલ કરવો જોઈએ.

મરનારની પુઠે તેના સગા વહાલાં ઇયાતો તેના દોસત આશ નાંવો તે મરનારને છેલું માન આપવાને ખાતર જાય તો તેમાં કાં ઈ મનાઇ નથી. તેજ પરમાણે મોબેદો મરનારની તરફના માનને લીધે જાય તો તે વાજબી કહેવાય. પણ જો તેઓ પોતાના ગહેનાના પઈસા લેવાની લાલચથી જાય તેમાં કેટલાએક વચલે વાંગેના ગરીબ જરતોસતીઓ ખરચથી ખરાબ થાય છે—એ અણઘટતું છે.

બાકી મરનારની પુઠે ઘણા લોકો પાયદશે જાય તેથી કાંઈ તે ને પુનય લાગતુ નથી. તેમ ધરમમાં કાંઈ ફરમાવયું પણ નથી. પ ણ ઘણા લોકોના જવાથી મરનારની લાયકી આલમમાં જાહેર થાય છે

હમો આ પુસતકના સફા ૯–૧૦માં જણાવયું છે કે રવાંન ને આફ્રત સમાવી અવલ મંજલ પહોંચાડવું, તેમાં જરતોસતી ધ રમનાં એક ઉતમ ફીલસુફી સચવાયલી છે.

કોઇ માણસ લાંબા દીવસ સુધી બીમારી ભોગવી મરણ પા મે છે અને કોઇ અકસમાતથી હયાતો જાણી જોઇને આપધાત ક રવાથી જાણ ખોય છે. હવે જુઓ કે વંદીદાની ૭મી પરગરદમાં લાંબા દીવસની માંદગી ભોગવી મરણ પામે છે તેને તુરત "નશશ" ગમલો કરે છે. પણ જો કોઇ અકશમાતથી મરે છે. તેને એજ પર ગરદના જણાવયા પરમાણે " નશશ ", લાગુ પડી શકતો નથી. તે થી તેને ગેહ બદલાય તાંહાં સુધી અડકવાને મનાઇ નથી. તેથી જેમ બને તેમ તેટલા ટુંકા વખતમાં લાશને ઠેકાણે પાડવાની ઉતા વલ ન કરતાં [જેમ આપણા લોકો સાધારણ રીતે કહે છે કે અકશ માત મરણ પામવાથી કેટલોક વખત સુધી તેમા જીવ રહે છે]. તે ને જીવાડવાની તજવીજ કરવી જોઈએ.

ખશુશ કરી કોઇ વખત એવો માઠો બનાવ છે કે માણસ ગુ જરવાની અણી ઉપર આવતાંજ કેટલાએક વહેમી બઇરાંઓ તેને નવાડીને કાલનો દુકાલ તેજ દીવશે પાડે છે તેનો બીમારીમાં બી

ગારી વધારી તેનો અંત લાની મુક છે.

કોઈ વખત એમ પણ બને છે કે એક માણસ મરી ગયું એ ગ આપણુને માલમ પડે છે. તેથી તેને બાંધી અવલમજલની તઇયારી કરે છે. પણ ઉપલું ફરમાન યાદ લાવીં ધીરજથીં કામ કરવું વધારે બેહેતર કહેવાય.

કેટલાંએક વખતે એવું બને છે કે એક માણસ દેખીતી રીતે ખરેખરૂં મરેલું જણાવયાથી તેને ઠેકાણે પાડવાનું કામ થોડું ઘણું કરવા પછી [ એટલે સંજોગવા પછી ] કેટલાએક નહીં જણાયલા કુદરતી કારણોને લીધે આપણુને નહી જણાય એમ સજીવંન થાય છે. તે છતાં જો આપણુને તેની પુરતી ચોકસાઇ કરયા વીના અવલ મજલ પહોંચાડીએનો સવાબને બદલે ગુનાહ હાંસલ થાય એમ વંદીદાદની ૭મી પરગરદમાં જણાવે છે.

## અવસ્તા.

અશેમ ગઇનોગનો અસેમ ઇસમેનો અશેમ અમરોદ ઈએઈતી અશેમચ મઇનીમનો દરૂજેમચ વીનસતી.

## માયની.

સવાબ મેલવવાની નઇયતે અને ઇછાશાખવા છતાં તે માણસ સવાબનો ઘટાડો કરે છે. અને સવાબ મેલવવાની તેની નઇયત છતાં ગુનાહ હાસલ કરે છે.

હમો ઉપર જણાવી ગયા કે અકસમાતથી મુએલાની લાશ ને અડકવાની મનાઇ નથી. તેથી એમ ન ધારવું કે દરેક માણસ ને અડકવાને શું અડચણ પણ જાણવું કે કેટલાએક માણસ એવા રોગોથી મરણ પામે છે. અને એવા રોગ બીજા માણશોને ઉડવા નો સંભવ રહે છે. માટે જરતોસતી ધરમમાં એવું ફરમાવયું છે કે જેને અડકવું હોય, તેને સાવચેતીના ઊપાયો લઇ અડકવું અને અડકવા પછી તેની નુકશાનકારક અશરો દુર કરવાને અને શરીર ચોખું કરવાને ધરમમાં જણાવેલી રીતીઓ પરમાણે કરવાથી અડકવાને કશો અડચણ નથી. પણ તેના કરતાં બેહેતર તો એજ છે કે તે ગુજરેલાંના કાલબુલદને [ગાગતય સીવાય ન અડકતાં] તરણ કદમ દુર ઉભા રહો શેજદો કરી તેની કીરીઆ કામ કરવાને અને તે મરનારની સીફારશ ચાહવાને માટે તે કીરતારની બંદગી કરીએ એ વધારે બેહેતર કહેવાય.

હમોએ આ પુસતકને શરૂ–૩જામાં જણાવયું છે કે ગુજરનાર આદમીના તનમાંથી જીવ જાય કે તુરત તેહેને શગદીદ કરાવે

પણ એ ચાલુ આવેલી રશમ પરમાણે મુવેલાં તનને શગદીદ કરાવવું એમ આપણને અવસતામાં કોઈપણ ઠેકાણે માલમ પડે છે કે નહી તેની આપણે તપાશ કરીએ.

આપણા વંદીદાદ ગરંથમાં સગ વીશે અતીધણી બીનાં લખાએલી જોવામાં આવે છે. સગનો મરતબો માણસની બરોબર ગણેલો દીસે છે. શગમાં આંઠ જાતની ખાશીએતો જણાવેલી છે

પ્રગોને આઆ રીતે નામો આપેલાં છે—પશોશહોરૂન, વેશહોરૂન, વોહુ નજગ, દરખતો, હોનર, એ વગેરે બીજા હેવાં નામો સગોને આપે લાં છે. સગોની બરદાસત લેવાને આપણ માજદીઅશનાનોને ફરજ પાડેલાંછે તે હેવી રીતે કે રાગ પેદા થાએ અને મરણ પામે તાંહાં સુધાં તેની જાલવણી કરવાને ફરમાવેલું છે. સગોને મારનાર માણસને રા જા કરવાને કહેલું છે પણ વંદીદાદની શાતમી પરગરદમાં એક લં બાનથી શરહે લખેલી આપણા જોવામાં આવે છે. તે શરહે કરના રા દશ્તુર સાહેબો હોએકે પાછલથી નકલ કરનારા હોય તે વીશે આપણથી બરોબર કહેવાઇ શકાતું નથી પણ તે શરહે અવસતાના પાક કલામોથી જુદીજ રીતે લખેલી માલમ પડે છે. તે હેયલ વાંચ બાથી દાનેશમંદો પામી લેશે.

## શાતમી પગરદમાંથી શરહે.

કે તે વખતનો શુમાર કઆને માણસ મરણ પામે તે વખ ત રાગ તેહના પગ આગલ બાંધેલો રાખે અને તે મુએલાં માણસ ના કાલબુદ ઉપર જોએ; તે શગદીદ કીધાથી નશસને મારે અને નશસનાં મારનાર તે શગ છે. હેનાં નાંમ નીચે પરમાણે છે—પશોશ હોરૂન, બેશહોરૂન,—વોહુનજગ,—તલુક,—તરૂગ, એ શગો તે નશસનાં મારનાર છે 'રોગની બી' નશસને મારેચ રોગની તે "શગનાં બધાંને" કહે છે કે જેવારે મોઢું શગ નહીં મલે તેવારે નાચારીએ

તેથી નશશને મારે અને જે શગની આંખમાં પડું થાએ છે. અને આંખે કગ સુજે તેહેનેબી રોગની કહે છે. તલુક બી કહે છે એવાં આંધલાં શગને નશાની છેક નજદીક રાખી શગદીદ કરાવે, નાચારે જંગલમાં શગ નહીંજ હોએ તેવારે શોરી—કાગડા ગુઅદ, ધ્રતીઆ દી જાનુવરોનો શાએઓ ખુબારે દાદનાં રાહથી પાડે ઇઆને મુર ગો તે નશા ઉપર થાઇને જાએ અને તેહનો શાએઓ તે નશાઉપર પડે અને વાદલ નહી હોએનો તે શાએઓ પડેઆથીબી શગદીદ કીધા બરાબર છે એમ ઉપરની શરેહેમાં જણાવે છે,

પણ વદીદાદની ૧૩મી પરગરદમાં શગની ખાશીએત જણાવેલી છે. તેમાં હેવુ કશુ લખેલુ દેખાતુ નથી કે શગ નશશને મારે ચ, અવસતામાંથી કાઇબી હેવો આપણા દાખલો મલી આવતો નથી. વંદીદાદ ગ્રંથની ૫મા પરગરદમાં મુવેલાં માણસને આફત શમાવી એક દ્યઆ બે રાત, ઇઆ તરણ રાત, અથવા મહીના, સુધા “ કદેહે ની ” જમીનમાં મેલવાનું ફરમાન અવસતામાં જણાવેલું છે, તે જગોએ હેવું કશું અવસતામાં જણાવેલું દીસતું નથી કે ગુજરેલાંની લાશને શગદીદ કરાવેઆ શીવાએ કદેહેની જમીનમાં મેલવું નહીં, અને જારે આફત દુર થાય અને તે કદેહેની જમીનમાંથી પાછું તે નશાને ખોદી કાહાડે તે વખતે શગ દેખરાવઆ વીના મા જદીઅશનાનોએ દુખમે પોહોચાડે તે શખસ ગુનેહગાર થાએ હેવું કશું અવસતામાં કોઇબી જગોએ આપણને દેખાતું નથી. તે જગો એ અવસતાથી આટલુંજ દેખાએચ. કે કદેહની જમીનમાંથી ખો

દી કારીને મુરેલ્લાંના કાલબુદને તુરત દુખમે પહોંચાડે,

વંદીદાદની શાતમી પરગરદની શરેહેમાં દશતુર સાહેબો લ ખે છે કે. પશીાયહોરૂન–વેશહોરૂન–વોહુનજગ, એ શગો નરાસનાં ગા રનારાં છે. એમ અવસતાથી કોઈબી જગોએ લખેલું આપણે જો તાં નથી,

બલકે શગ વીશે તેરમી પરગદમાં હોરમજદ ફરમાવે છે. કે પશીાશહોરૂન,-વેશહોરૂન,–નાંમના શગો પેદા કરવાની મતલબ એ છે કે ગોશપંદો તથા માણુસોની પાશબાની અને નગેહેબાનીને વા રૂ મેં પેદા કરેઆં છે. એ વીશે આવેલો ફકરો હેઠલ ટાંકુ છેઉં.

## અવસ્તા.

અદ અજીગ ધએો એહોરેમજદાઉ સપાનેમ નેદથેમ નોય દ હે તાવીસો તાઈબ્યોશ વા વેહેરકવા અપ એને બોશત હચ વાંજી બીઓ પરણેરેને જાથવો વહેરક સંચાથવ વહેરક પોએથવ વહેર ક શનજંન

## માયની.

એ રવેશે હું હોરમજદે શગને પેદા કીધો, ઓહોલાની પાશ બાની કરવાને સારૂં. શગ નહીં પેદા કરતે તો ચોર તથા વરૂને અંદેખ હતા કોણ કરતે, અને મહોલામાં કોણ (સગનાં) પોકારવણાં (માંણુ

સો) શી રીતે જાણી શકને.

ઉપલા ફકરા ઉપરથી વાંચનારા શાહેબોનાં જોવામાં આવશે કે પાક પરવરદેગારે પશુ ઢોરોની નઘેહેબાંની કરવા તથા ગાંસુસોની આબાદીને શારૂ મોહોલાઓમાં એ શગોને એક રખેવાલ તરીકે પેદા કરેલા દેખાએછે; પાશોશહોરૂન, તથા વેશહોરૂન-નશશનાં મારનાર છે હેવું કશું અવસતામાંથી આપણને દેખાતું નથી. જે પણ આપણામાં એ રેવાજ સા ઉપરથી નીકલેઓ તે વીશે આપણથી બરોબર કહેવાઇ શકાતું નથા તો પણ એ રેવાજ કાંઇ આજકાલનો હોએ એમ નથી, એ ચાલ લાંબા દહાડાનો ચાલુજ છે એમ આપણને વીચારવાને કારણ મલે છે.

હવે એ શગદીદ કરાવવા વીશે હમારા વીદવાંન મીતર એરવદ શેહેરીઆરજી ભરૂચાએ રાહનુમાએ જરતોસતી સભાની તરફથી રેવાંનની કારીઆબાબદ જે ભાણાણો કરીયાં હતાં તેમાં એ એરવદ સાહેબ જણાવે છે કે શગદીદ કરાવવાથી માણશ.બરોબર મુવેલું છે કે નહીં–તેનાં આપણને ખબર મલે છે. એમ હમારા વીદવાન મીતર પોતાની તરફથી કલપણા કરે છે* પણ જાંહાં એ વીશે ધરમનું કાંઈ ફરમાનજ નહી તાંહ પછી શેહેરીઆરજી જેવા બીજા અભયાશીઓ પોતાની કલપણા ગમે તેવી રીતે કામે લગાડે તે પણ આલમના લોકો જાની શકે.

* જુઓ રાહનુમાએ માજદયસનાંની પુ૦ ૪૫, આંક ૧૦ સફે ૨૪.

આપણા લોકોમાં રવાન થાયચ તેને તરીજે દીવશે ઓજીરં મ ગેહેમાં જે કીરીઆ કરેછે તેને આપણા લોકો ઉઠેમણું કરી કહી એ છીએ ઉઠમણું એ બોલ હીંદુઓનો છે. હીંદુઓમાં જે કોઇ ગુજરી જાય તેને ત્રીજે દીવશે "જલકાંઠે" બરાહમણ પાસે સરાધ શરાવે છે. તેને ઉઠમણું કહે છે. તે શબદ આપણામાં પણ ચાલુ છે તે એ હીંદુભાઈઓ ઉપરથી હશે. પણ આપણી જુબાનમાં એને [પાદરૂજેહે] કરી લખે છે એટલે રવાનને બદલો લેવાનો દહાડો. ખરૂં જોતાં રવાનને બદલો લેવાનો વખત બામદાદનો છે તેથી "મારા ધારવા પરમાને ઓજીરન કરતા હોશન ગેહેમાં કીરીઆ થાએ એ વધારે બહેતર કેહેવાય. પન જો આ પુસતકના સફા ૧૧માં જણાવયા મુજબ તે મરનારના ખેશાવંદો, દોશત આશનાવો, એક ચોકસ જગા ઉપર એકઠા મલી તે શાહેબની શેતાયશ કરી તે મરનારને માટે સીફારસ જાહેર કરવી જોઇએ. પણ તે કીરીયા કરવાને બદલે ખોટી ફીસીઆરો કરી ઉઠમણાની વખતે ધરમનું ફરમાન હોય, એમ એક નાદર રકમ બારેવાટ કરવી એ ધરમના ફરમાનથી તદન ઉલટું છે.

ઉઠેમણાની મીજલશમાં ડુન વીગેરેનું જે ભણતર કરવામાં આવે છે. તેને "નેરંગેજુઅદાદન" કરી કહે છે. એને ચાલુ ભાષામાં ધુપસારવી કરી કહીએ છીએ ધુપસારવાની કીરીઆમાં જે પાજંદ ભાષાનું ભણતર ભણવામાં આવે છે. તે એક બેહેસતી રવાંનને બેહેસતમાં પરથમ જતી વખતે જે જે ખુશાલી અને ખુશગો મ

લે છે અને અગાઉ બેહેસ્તની થયલા ખરો રૂવાંનો તેને એશતેકબાલ લેવા આવે છે. તે સઘલા બનાવોની યાદ રખાવનારી નીશાનીઓ નમુના તરીકે તે ઠેકાણે દેખાડવા તથા પઢવામાં આવે છે. અને તે મરનારનું રવાંન ચેનવદ પુલ ઉપર સરોશની મદદ મેલવે, અને મહેર દાવરની કચેરીમાં તેની છેલી તપાસમાં ફતેમંદ ઉતરે, તે વીશેની દુવા આહાવાની મતલબે સરોશની ખશનુમનથી ધુપ સારવામાં આવે છે. તેમજ જીવતાઓને એક બોધ કરવામાં આવે છે. કે અંતે સરવેને મરનારની માફક એક દહાડે આ દુનીઆમાંથી કુચ કરીઆ વગર અને પોતાંના કીધા કરતુકોનો હીસાબ આપીઆ વગર છુટકો નથી. માટે જેમ બને તેમ આ દુનીઆમાં, નેકીના કામ કરવા, કે જેથી આખરે પશતાવું પડે નહીં.

ધુપનીરંગમાં જે ભણતર ભણવામાં આવે છે. તેનો ગુજરાતી સાર નીચે આપીએ છીએ

" ભલીમાજદીયશની દીનના જ્ઞાનનો ફેલાવો પરૂથવીના સાતે ખંડો ઉપર પરસાંઘ થાઓ દીનને લગતી પુરૂષારથ સુસન હોય તે ઘણાં ઉતર ભરેલી થાઓ. દીનનાં ફરમાનોનું કબુલ થવું થાઓ બદીનો ગુનેહગારી અને કાફેરીનું જોર તુટો જેઓ ભલા દીનમાં નહીં હોય, તેઓ તેમાં સામેલ થાઓ અને જેઓ જાણી જોઈને રાસત રાહ ઉપર નહીં આવશે. તેઓ મેહેરદાવરની નજદીક બેશક ઘટતા બદલાને પામશેજ. "

ઉઠમણાની કીરીઆ પુરી કીધા પછી તે મરનારની નજીઅને

" ગાય " પઢાવવામાં આવે છે. પણ આપણી ધરમની કોઇબી કે તાબોમાં એવું જોવામાં આવયું નથી કે મરનારની નઇએતે ઉઠમણામાં ગાય પઢાવવી પણ ફરવરદીનગાહના તેરમાં કરદામાં મુકતાદના દીવશો ઉપર અશોફ્રોહરોની આરાધણા કરવા વીશે જે બયાન આવેલું છે.

તેમાં ગોશપંદનું જીવામ અને વશતર ઈજાવવા સાથે અશોફરોહરોનો ૧૦ દશ દહાડા આરધના કરવી જોઇએ, તે ઉપરથી કેટલાએકાએ ગુંગવાડો કરી ઉઠમણાના મજલશમાં ગાય પઢાવવા તઇયાર થાય છે, પણ ખરૂં જોતાં એ ચાલ હીંદુઓની છે. તે નીચેની બાબત વાંચવાથી ખાતરી થશે.

હીંદુઓનો એવો એતેકાદ છે કે જેવારે કોઈ શખશ ગુજરી પેઅી જેહાંનમાં જાય, તેવારે સવરગમાં જતાં રસતામાં ઘણીએક અડચણ નડે છે માટે જે હીદુએ ગઉદાન કરીકી હોયતો તે અડચણ મટાડવા સારૂ સવરગનો રસતો દેખાડવા સારૂ ગાય મલી આવેછે. અને તે ગાયનું પુછડું પકડીને તે પાર સવરગમાં જાય છે*એવા એતેકાદથી હીંદુઓ અગીઆરમાને દંન ગાય, ઘોડીઓ વશતર, બાસણ વીગેરે બરાહમણને આપે છે. તેને ગઉદાન કહે છે. તેમજ જે કાઇને ઉપર મુજબ આપવાની શકતી નહીં હોય તો જે પોતાને મલે તે રૂપાનાણું બરાહમણને ગઉદાન તરીકે આપીને તેને રાજી કરે છે તે રેવાજ ઉપરથી આપણા લોકામાં એવો ચાલ પાડ

* જવો ગરૂડ પુરાણ કે જે હીદુ લોકોના મરણ પછી દસ દહાડા સુધી તેઓના કુટુંબમાં વચાએ આમાં આવે છે

યો હશે.

બીજો ચાલ આપણા જરતોસતીઓમાં કોઇ ગુજરે છે તો તરણ દીવશ સુધી વશુરી [એટલે ખીચડી] રાંધીને કુતરાંને ખવાડે છે. તે પણ હીંદુઓનો રશમ છે. આપણા લોકો ખીચડી રાધી કુત રાને ખવાડે છે. પણ હીંદુઓતો પોતે ખાઈ થોડી બરાહમણને આપે છે. પણ એનોમાં જ ચોકસ તોલો કાએચને નામે પરસીધ છે. તેઓ ખીચડી રાંધીને ગાયને ખવાડે છે. અને તે ગાયને મરનારની જગા આગલ તરણ આંટા ફેરવે છે. તેથી તેઓનો એવોએતેકાદ છે કે તે જગા ઊપર ગાય ફરી જવાથી તે જગા પવીતર થાય છે.

તેમજ મરનારને ચોઠે દીવસે ચહારમની કારીયામાં શું કરવુ તે આ પુસતકના સફા ૧૪માં જણાવેલું છે. તેને બદલે આજે બઇરાંઓ ચાર બરશનુમવાલા મોબેદોને જમાડવાને બહાને ૨૫-૫૦ રૂપીઆનો ખરચ કરી જાણે પોતાનું રવાન વહાલું નહીં હોય તેમ ભોણા ઘેરઘેર વહેંચીને રખડાવે છે. એ કેવું કમ કમાટ ભરેલું છે. જો કે ચાહરમને દન ઉપર જણાવયા પરમાણે કરવાને કથે ફરમાવયું નથી તોપણ મરનારની નઇઅતે ચાર મોબેદોને જમાડેતો ચાર પાંચ રૂપીઆમાં ખરચ થાય. અને એટલોજ ખરચ કરેતો કેવું એક મોટી નાદર રકમનો બચાવ થાય. અને ખવાડનાર જરતોસતો જો ધરમનું ફરમાન સમજતા હોયતો તેપણ તેવોના એતેકાદ પરમાણે સચવાય.

